# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપ્રબોધિની એકાદશી વ્રત



અનુક્રમણિકા



રાગ સારંગ :-

આજ હમારે શ્રીમંગલમાઈ ।

પ્રકટ ભયૈ પૂરણ પુરુષોત્તમ ગોકુલેશ સુખદાઈ ।। ૧ ।।

તિહું લોકમેં આનન્દ ઉપજ્યૌ ઘરઘર બાજત બધાઈ ।

વિષ્ણુદાસ પ્રભુકી યહ લીલા નિગમ નેતિ કહિ ગાઈ ।। ૨ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને પ્રથમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગિરિધરજીનો પ્રાકટ્યોત્સવ, પંચમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીરઘુનાથજીનો ઉત્સવ, દ્વિતીય શ્રીવિઠ્ઠલરાયકુમાર શ્રીગોવિન્દજીનો ઉત્સવની વધાઇ પાઠવે છે. અને હમણાંજ શ્રીમદ્ ગોકુલમાં દીપોત્સવ અને શ્રીચતુર્થપીઠના ઉદીયમાન પીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીવિઠ્ઠલરાયજી બાવાશ્રીનો જન્મદિવસ ખૂબજ ઉત્સાહ પૂર્વક ઉજવાયો. અનેક બડભાગી સેવકોએ આ ઉત્સવનો લાભ લીધો અને પોતાનું સેવક કર્તવ્યપણું સિદ્ધ કર્યું. આગમોત્સવ એટલે મહોત્સવનો પ્રારંભ થઇ ગયો છે. અને નિત્ય નિત્ય આપણા ત્યાં શ્રીગોકુલેશ પ્રભુના આગમનની વધાઇઓ ગવાઇ રહી છે. આપણે પણ એક વધાઇ લઇએ.

**राग देवगंधार** :- अगहन सुदि सातें शुभदिन आयो ।। श्रीवल्लभपूत रानी रुक्मिनी जायो ।। जुवती सब मिली मंगल गायो ।। श्रीगोकुलनाथ हमारेंजु आयो ।। छंद ।। श्रीगोकुलनाथ कलिमें भक्त मन भायो कीयो ।। धन्य धन्य कूंख धन्य धन्य ए प्रगट जन्म जहां लीयो ।। बांधती बंदनवार घर घर होत आनंद बधाईयो ।। वृन्दावनको चंद श्रीवल्लभ सप्तमी दिन आईयो ।। १ ।। चाल ।। आरती करि करि सब मुख देखे ।। जीवन जन्म सुफल करी लेखे ।। देत आशषि सबे व्रजबाला ।। जीवों श्रीविट्ठलनाथको लाला ।। छंद ।। जीवों श्रीविट्ठलनाथ को सुत सूल जन मनकी हरी ।। कहत न आवे निमिषको सुख आज शुभदिन शुभ घरी ।। एक वदन उधारि निरखें अंगोअंगही पेखीये ।। वृन्दावनको चंद श्रीवल्लभ आरती करी मुख देखीये ।। २ ।। चाल ।। जित तित होत कुलाहल भारी ।। नाचत गावत सब नर-नारी ।। सर्वस्व देत कछु ए न संभारी ।। मग्न भये तन मन धनवारी ।। छंद ।। वारति तन मन प्राण पियपर निरखी मुखकी शोभा ।। कहत न आवे निमिषको सुख लालची रस लोभा ।। मोहनी सब अंग जाके एसी लीलाधारी ।। वृंदावनको चंद श्रीवल्लभ होत कुलाहल भारी ।। ३ ।। चाल ।। अजन जन्म धरकें भुव आयो ।। निगम जाको पार न पायो ।। रानी रुक्मिनी ले गोद खिलायो ।। भक्तन आनंद लाड लडायो ।। छंद ।। आनंद लाड लडायो भक्तन कियो मन काजजू ।। सकल शोभा सहित राजे महाराज राजाधिराजजू ।। जेसेही जेहि भांति चाहत तेसेही तिन पायोहे ।। वृन्दावनको चंद श्रीवल्लभ जन्म धरि भुव आयो हो ।। ४ ।।

એક દિવસની વાત છે. સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ શ્રીમંદિરમાં પોતાની શ્રીબેઠકમાં બિરાજમાન છે. ત્યારે આપશ્રીને એક સેવકે વિનંતી કરી કે કૃપાનાથ! આપ રાત દિવસ ભગવત્પ્રસંગો કહેવાનો પરિશ્રમ લ્યો છો, પણ અમે તો કોરાને કોરા જ રહીએ છીએ, કશું યાદ નથી રહેતું!

આ સાંભળીને કૃપાસાગર શ્રીગોકુલેશ પ્રભુએ એક પ્રસંગ કહ્યોં, આપશ્રીએ આજ્ઞા કરી કે એક વેપારી બહુ ધનવાન હતો, પણ એ પાઇ પણ ખર્ચે નહિ. તેમ કદી કથાવાર્તામાં પણ જતા નહિ. ઉંમર ઘણી મોટી હતી. છકાંપંચાથી તિજોરી તર બનાવી હતી. તેના ગામમાં એક પુરાણી રહેતા હતા. તે રોજ કથા કરતાં. એક દિવસ પુરાણીજી શેઠને ત્યાં ગયા અને શેઠને કહ્યું કે શેઠજી, તમે કોઇ દિવસ કથામાં નથી આવતા? કથામાં તો રોજ અમૃત વરસે છે.





આ સાંભળી શેઠે વિચાર્યું કે ચાલો, કથામાં જો અમૃત વરસતું હોય, તો એક દિવસ જઇને થોડું અમૃત પી આવીએ. એટલે જન્મમરણનો ઝગડો મટી જાય. પણ વળી મનમાં વિચારીને પૂછ્યું કે કંઇ લખણી બખણી તો ત્યાં થતી નથી કોની? પુરાણીએ કહ્યું કે ના, ના, શેઠજી ત્યાં તો માત્ર શ્રીપ્રભુની વાતો જ કહીએ છીએ, તેમાં અમૃત વરસે છે.

શેઠ તે દિવસે સાંજે કથામાં ગયા. પણ વળી વિચાર્યું કે કદાપિ લખણી થાય, માટે દૂર બેઠા હોઇએ તો ઠીક. એમ વિચારી જરા દૂર એક ભીંતને અઢેલીને બેઠા. થોડી વારમાં તો આ એક દિવસના કથા-રસિક શેઠ નિદ્રાને વશ થયા. ઊંઘમાં કેટલીક વાર મોઢું પોલું થઇ જાય છે. તેમ શેઠને બેઠાં બેઠાં ઉંઘતાં જરા મોઢું પોલું થયું હતું. એવામાં કથા રસ્તામાં બેસતી હોવાથી ત્યાં થઇને એક કૂતરો જતો હતો કૂતરાને હંમેશા પગ ઉંચા કરી લઘુશંકા કરવાની ટેવ હોય છે, તે પ્રમાણે પગ ઉંચા કરી પેલા વેપારીના મોંમાં કૂતરૂં લઘુશંકા કરી નાસી ગયું.

થોડી વારે જાગતાં ખારૂં ખારૂં લાગ્યું. આથી વિચાર્યું કે કથામાં અમૃતતો વરસ્યું, પુરાણીજી જૂઠા તો નહિ જ. પણ અમૃત ખારૂં ખારૂં વરસ્યું. પણ ચાલો ખારૂં તો ખારૂં પણ હવે જન્મ મરણનો ઝઘડો મટી ગયો. થોડીવારે કથા બંધ થઇ. બધા શ્રોતા ચાલ્યા ગયા. પણ શેઠ ઉઠ્યા નહિ, એટલે પુરાણીજીએ જાણ્યું કે શેઠજીને બહુ જ આનંદ આવ્યો, આજે કથામાં બહુ રસ પડ્યો. માટે ઘર જવાનું પણ મન કરતા નથી. આમ વિચારી પુરાણીએ પૂછ્યું, કેમ શેઠજી, કથામાં કેવું અમૃત વરસે છે? શેઠજીએ કહ્યું કે હા પુરાણીજી, કથામાં અમૃત તો વરસે છે, પણ ખારૂં ખારૂં વરસે છે, તેથી જરા મોં બગડે છે. આ સાંભળી પુરાણી જરા હસ્યા પણ તે વાતની બહુ ચેરાચેર ન કરી.

કેટલીક મુદ્દત પછી શેઠની દેહ પડી. શેઠને યમરાના પાસે ઉભા કરવામાં આવ્યાં. ત્યાં શેઠજીનાં પાપ પુણ્યનાં લેખાં લેવાયાં. તેમાં પાપનો તો પાર જ નહોતો. અને પુણ્ય તો એટલું જ નીકળ્યું કે શેઠ એક દિવસ કથામાં ગયા હતા. આથી શેઠને ત્યાં પૂછવામાં આવ્યું કે કે તમારે પુણ્ય પહેલું ભોગવવું છે કે પાપ પહેલાં ભોગવવું છે? પાપનો તો પાર નથી અને પુણ્ય તો માત્ર એક દિવસ કથામાં તમે ગયા હતા એટલુ જ છે. શેઠને તરત શુદ્ધિ આવી ને બોલ્યા કે હા, હા, સરકાર, એક દિવસ કથામાં અમૃત પીધું હતું.

પછી વિચાર્યું કે પાપ તો બહુ છે ને પુણ્ય તો જરાક છે માટે પહેલું પુણ્ય ભોગવી લઇએ પછી પાપ તો ભોગવવાનું છે જ. વેપારી હંમેશા બહુ જ ચતુર હોય છે. તે પ્રમાણે શેઠ પણ ચતુર હતા એટલે બોલ્યા કે સરકાર, મારે પ્રથમ પુણ્ય ભોગવવું છે એટલે યમરાનાએ કહ્યું કે તમે આ ગાયનું પુચ્છ પકડો, તે ગાય તમે કહેશો ત્યાં તમને લઇ જશે પણ પુણ્ય પૂરૂં થતાં તમને તે જ સ્થળે છોડી જશે.

શેઠે ગાયનું પુચ્છ પકડ્યું અને કહ્યું કે હે! ગૌમાતા, મને વૈકુંઠમાં લઇ જા. આ સાંભળતાં ગાય એકદમ ઉડી, અને ઉડતાં ઉડતાં વૈકુંઠના દરવાના બહાર પુણ્ય પુરૂં થયું. એટલે શેઠને ત્યાં છોડી પાછી વળી ગઇ. અહીં વૈકુંઠમાં ત્યાંના પ્રભુના ચોકીદાર સેવકોએ દોડી આવી કહ્યું કે અરે પાપી, તું અહીં ક્યાંથી આવ્યો, એકદમ જતો રહે. અહીં પાપીઓ રહી શકતા નથી. આ સાંભળી શેઠે કહ્યું કે હમણાં જાઉં છું, જરા મને શાંતિ લેવા દ્યો, પછી જાઉં છું.

એવામાં વિષ્ણુ ભગવાનની સવારી આવતી હતી. આ વખતે શેઠે પાહિ મામ્ પાહિ મામ્ એટલે મારૂં રક્ષણ કરો, મારૂં રક્ષણ કરો, એમ બૂમો પાડી. શ્રીવિષ્ણુ ભગવાને આ સાંભળીને તરત જ સવારિ ઉભી રખાવી. એટલે પેલા શેઠ દોડતાં દોડતાં ત્યાં ઉમંગ ભર્યા પાસે ગયા અને વિનંતિ કરી કે સરકાર, એક વાત મારે પૂછવી છે. પ્રભુએ કહ્યું કે પૂછો, એટલે શેઠે વિનંતી કરી





કે આ શ્રીભાગવતજી, શ્રીગીતાજી, વગેરે જે ભક્તિના ગ્રંથો છે તે ખરા છે કે ખોટા છે ? પ્રભુ કહ્યું કે ખોટા શાથી ? એ તો બધા સાચા છે. એટલે શેઠે કહ્યું કે એક દિવસ હું કથામાં ગયો હતો, ત્યાં એવું આવ્યું હતું કે જે જીવ એક વાર પ્રભુનું નામ દે તે કદી નર્કમાં ન પડે, પણ વૈકુંઠમાં જાય . આ વાત સાચી ?

પ્રભુએ કહ્યું કે હા, વાત સાચી છે. એટલે શેઠે કહ્યું કે જો પ્રભુનું નામ એકવાર દે તે નર્કમાં ન જાય પણ વૈકુંઠમાં જાય, તો પ્રભુનાં એકવાર સાક્ષાત્ દર્શન કરે, એ નર્કમાં જાય ખરો ? પ્રભુએ કહ્યું કે કદી જ નહિ, એટલે શેઠે કહ્યું કે કૃપાપાથ ! મેં આપનાં દર્શન કર્યાં, છતાં આ આપના સેવકો મને નર્કમાં ધકેલી મૂકે છે. એટલે પ્રભુએ કહ્યું કે ના ના, શેઠને વૈકુંઠમાં લઇ જાઓ.

આ પ્રમાણે એક દિવસ ભગવાનની કથામાં જવાથી વૈકુંઠની પ્રાપ્તિ થઇ. માટે શ્રીપ્રભુની વાત સાંભળવામાં લભ જ છે. (શ્રીચતુર્થકુમાર વ્યક્ત હાસ્યામૃત પ્ર.૧૮૬મો)

પ્રશ્ન : - પુષ્ટિના પ્રશસ્ત પથને ષોડશ ગ્રંથોના ૧૬ કલાનિધિરૂપી ચંદ્રો પ્રકાશિત કરે છે, એ કઇ રીતે ?

સમાધાન : મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યજીને 'શ્રી સર્વોત્તમસ્તોત્ર'માં ''શ્રીભાગવતપીયૂષ સમુદ્રમથનક્ષમઃ'' શ્રીગુસાંઇજીએ પ્રકટ કર્યું છે. શ્રીમદ્ ભાગવત વસ્તુતઃ ભકિતરસનો છલકાતો સાગર છે. અનેક પ્રકારના રસભાવોને પ્રકટ કરતી, ભગવાનની વિવિધ લીલાઓ રૂપી જે લહેરીઓ તેમાં ઊછળે છ, તેવી લહરીઓ બીજા કોઈ પણ ભકિતશાસ્ત્રમાં સહજ–સુલભ નથી. તેથી જ કહેવામાં આવ્યું છે કે **''પિબત ભાગવત રસમ્ આલયમ.''** ભાગવતની રસલહરીઓમાં હિલોરા લેતા ભકતોને સંસારસાગરના સામા કિનારે – મુકિતના કિનારે પહોંચવું અતિ તુચ્છ લાગે છે, તો આ બાજુ સંસારના કિનારે ચોંટી રહેવાની ય ઈચ્છા નથી.

આવા ભાગવત – રસામૃત – સાગરનું મંથન કરીને શ્રી મહાપ્રભુજીએ સોળ કલા–નિધિ ચંદ્રને પ્રકટ કર્યો. તેનું નામ ''ષોડશગ્રંથ.'' આ સોળ નાના – નાના ગ્રંથો શ્રીમહાપ્રભુજીએ પોતાના અંતરંગ સેવકોને પોતાના તરફથી અંગત વિશ્વાસ અને આશ્વાસન આપવા માટે કયારેક ઉપદેશાત્મક શૈલીમાં તો કયારેક આદેશાત્મક શૈલીમાં રચ્યા છે.

આજે જે ક્રમમાં આ ગ્રંથો આપણને પ્રાપ્ત છે, તે ક્રમ શ્રીમહાપ્રભુજીએ નક્કી કરેલો છે કે કેમ, તે આપણે નિશ્ચિત રૂપે કહી શકતા નથી. શ્રીમહાપ્રભુજીના પછીના સમયમાં આ ક્રમ કયારે નિર્ધારિત થયો તે કહેવું પણ મુશ્કેલ છે. ક્રમસંગતિ બાબતમાં ષોડશગ્રંથના વ્યાખ્યાકારોમાં જે થોડો ઘણો પણ મતભેદ જોવા મળે છે, તે પરથી સમજાય છે કે આ ક્રમ સર્વમાન્ય ન હતો. શ્રીપુરુષોત્તમજી ''ષોડશ પ્રકરણ ગ્રંથાનાં સંગતિઃ'' (જુઓ 'પુષ્ટિસુધા' માસિક : શ્રીવલ્લભાબ્દ : ૪૩૬ – કારતક/માગશર)માં નીચે પ્રમાણે ક્રમસંગતિ સમજાવે છે.

''શાસ્ત્રોને સારી રીતે સમજીને મન, વાણી અને દેહથી શ્રીકૃષ્ણી સેવા કરવાનો સિદ્ધાંત શ્રીજગન્નાથપુરીના પ્રસિદ્ધ શાસ્ત્રાર્થમાં નક્કી થયો.. તેને અનુસરીને બધાં શાસ્ત્રોના પરમ તાત્પર્ય – વિષય રૂપે ભગવદ્ સેવાના ઉપદેશ માટે સર્વ પ્રથમ –

(૧) 'યમુનાષ્ટક'ના સ્તોત્રપાઠથી બધાં પાપોના ક્ષય થાય છે અને ભગવાન મુકુંદમાં સ્નેહરૂપા ભક્તિ દઢ થાય છે, તે બતાવવામાં આવ્યું.

(૨) 'બાલબોધ'માં સંક્ષેપમાં બધાં મોક્ષ શાસ્ત્રોનો નિચોડ આપવામાં આવ્યો.

(૩) 'સિદ્ધાંતમુકતાવલી'માં કૃષ્ણ સેવા જ આપણું કર્તવ્ય છે, એ સૈદ્ધાંતિક નિર્ણય રજૂ થયો.

(૪) 'નવરત્ન'માં આંતર–સેવાના અંગભૂત પદાર્થોની શુદ્ધિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.





(૫) 'અંતઃકરણપ્રબોધ'માં આ આંતરિક શુદ્ધિ અથવા ચિત્તના સ્વાસ્થ્યનું નિરૂપણ છે.

(૬) 'વિવેકધૈર્યાશ્રય'માં બાહ્ય અને આંતર સેવાની સંપૂર્ણ તૈયારી સિદ્ધિ માટે વિવેક, ધૈર્ય અને આશ્રયનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

(૭) 'કૃષ્ણાશ્રય'માં વિવેક, ધૈર્ય અને આશ્રય પૈકી આશ્રયને સ્થિર કરવા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

(૮) 'ચતુઃશ્લોકી'માં ઉપર રહેલી સર્વ બાબતો અતિ સંક્ષેપમાં બતાવી છે.

(૯) 'પુષ્ટિપ્રવાહમર્યાદા'માં પુષ્ટિજીવ અને મર્યાદા જીવનાં સ્વરૂપ સાધન અને ફળનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

(૧૦) 'ભક્તિવર્ધિની'માં પુષ્ટિભક્તિની વૃદ્ધિ માટે ત્યાગ, સેવા, શ્રવણ વગેરે અંગોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

(૧૧) 'જલભેદ' માં ભક્તિવર્ધક અંગ એવા શ્રવણની સિદ્ધિ માટે વક્તાનું આદર્શ સ્વરૂપ સમજાવ્યું છે.

(૧૨) 'પંચપદ્યાનિ' માં વ્રજભક્ત શ્રોતાનું આદર્શ સ્વરૂપ સમજાવ્યું છે.

(૧૩) 'સંન્યાસનિર્ણય'માં વ્રજભક્તોની ભાવનાનું અનુસરણ કરતાં, ભક્તિવર્ધિનીમાં પ્રતિપાદિત ત્યાગનું સ્વરૂપ બતાવ્યું છે.

(૧૪) 'નિરોધલક્ષણ'માં આ વ્રજભક્તતોના ભાવ સ્વરૂપે સંસારને ભૂલી ભગવાનમાં આસક્તિ સંપાદન કરવાના હેતુરૂપ નિરોધનું સ્વરૂપ બતાવ્યું છે.

(૧૫) 'સિદ્ધાન્તરહસ્ય' માં બ્રહ્મસંબંધની આજ્ઞા અને

(૧૬) 'સેવાફલ'માં સેવાનાં ત્રણ ફળનું નિરૂપણ છે.

આ ક્રમસંગતિ ઉપરાંત, ક્રમસંગતિનો એક બીજો પ્રકાર પણ જોવા મળે છે. :

(૧) 'યમુનાષ્ટક' દ્વારા સ્વરૂપયોગ્યતા અર્થાત્ પુષ્ટિમાર્ગમાં પ્રવેશ મેળવવાની યોગ્યતા મળે છે.

(૨) 'બાલબોધ' માં આવા સ્વરૂપ યોગ્યતાવાળા અધિકારીઓને માટે સ્વકીયતા અથવા પુષ્ટિમાર્ગીયતાના સંપાદનનો પ્રયાસ છે.

(૩) 'સદ્ધાન્તમુક્તાવલી'માં આવા સ્વકીયોને પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતનો ઉપદેશ આપવામાં આવ્યો છે.

(૪) 'પુષ્ટિપ્રવાહમર્યાદા' માં પુષ્ટિમાર્ગીય સૃષ્ટિનું તેનું સ્વરૂપ, સાધન, પ્રયોજન, ફળ વગેરેનો પરિચય કરાવવામાં આવ્યો છે.

(૫) 'સિદ્ધાંતરહસ્ય'માં પુષ્ટિ ભક્તને તેના કર્તવ્ય ભગવદ્સેવાના અનુષ્ઠાનનો પ્રકાર સમજાવવામાં આવ્યો છે.

(૬) 'નવરત્ન' દ્વારા ભગવત્સેવામાં પ્રવૃત્ત જીવને નિશ્ચિત બનાવવાનો પ્રયાસ છે. જીવ તો ભગવાનની સેવા કરે છે, પરંતુ ભગવાન તેની સેવા તથા સેવકના રૂપમાં ભક્તનો પોતાના અંગીકાર કરે છે કે નહિ, તેની વ્યર્થ ચિંતા ન કરવાનો આદેશ આપવામાં આવ્યો છે.

(૭) 'અંતઃકરણપ્રબોધ'માં અંતરાત્માને સંબોધીને ઉપદેશ આપવામાં આવ્યો છે.

(૮) 'વિવેકધૈર્યશ્રય' માં અંતર આત્માપ્રોધનના અંગરૂપે વિવેક – ધૈર્ય અને આશ્રયનું નિરૂપણ છે.

(૯) 'કૃષ્ણાશ્રય'માં વિવેક અથવા ધૈર્ય સિદ્ધ ન થાય તો પણ આશ્રયનો કદાપિ ત્યાગ ન કરો તેમ સમજાવ્યું છે.

(૧૦) 'ચતુઃશ્લોકી'માં કૃષ્ણાશ્રય માટે અન્ય કોઈ કર્તવ્ય ન હોવાની ભ્રમણા દૂર કરવામાં આવી છે.

(૧૧) 'ભક્તિવર્ધિની'માં ભક્તિની વૃદ્ધિના ઉપાયની સાથે ત્યાગ, શ્રવણાદિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.





(૧૨) 'જલભેદ' અને

(૧૩) 'પંચપદ્યાનિ'માં શ્રવણ યોગ્ય વકતા અને શ્રોતાની પરીક્ષા બતાવવામાં આવી છે.

(૧૪) 'સંન્યાસનિર્ણય'માં એ બતાવ્યું કે ભક્તિવર્ધિનીમાં ત્યાગનું જે વિધાન કરવામાં આવ્યું તેના માટે યોગ્ય સમય કયો હોય ?

(૧૫) 'નરોધલક્ષણ'માં તે ત્યાગનાં સાધનોનું સ્વરૂપ બતાવવામાં આવ્યું.

(૧૬) 'સેવાફલ'માં આપણે પુષ્ટિમાર્ગ પર ચાલનારાઓને થનારી ફળની અનુભૂતિનું વર્ણન કરવામાં આવ્યું.

આમ શ્રીપુરુષોત્તમજી વિરચિત ષોડશ પ્રકરણ ગ્રંથોની ક્રમ સંગતિના બંને પ્રકાર આપણે જોયા. આ ક્રમસંગતિ ઉપરાંત આ સોળ ગ્રંથોના વિષયવસ્તુની સંગીત શ્રીભાગવતના બાર સ્કંધોના અર્થ સાથે કરવામાં આવી છે. તે આપણે જોઈએ. આ સોળ ગ્રંથોમાં નિરૂપાયેલ વિષયવસ્તુની સંગતિ શ્રી ભાગવતના સ્કંધાર્થ સાથે પણ છે. શ્રી મહાપ્રભુજીએ ભાગવતના બાર સ્કંધના વિશિષ્ટ સ્કંધાર્થ સમજાવ્યા છે. તે સ્કંધાર્થ સાથે આ ષોડશગ્રંથોની સંગતિ વધતા – ઓછા પ્રમાણમાં જોવા મળે છે. વ્યાકણમાં તત્સમ અને તદ્ભવ શબ્દો હોય છે. મૂળ સંસ્કૃત શબ્દ ગુજરાતીમાં પણ વપરાય ત્યારે તેને 'તત્સમ' શબ્દ કહેવાય, દા.ત. પૃથવી, પુષ્પ, વન. મૂળ સંસ્કૃત શબ્દ પરિવર્તન પામીને ગુજરાતીમાં વપરાય, ત્યારે તેને 'તદ્ભવ' શબ્દ કહેવાય. દા.ત. સંસ્કૃત શબ્દ કુંભકાર – ગુજરાતી તદ્ભવ શબ્દ કુંભાર. તેવી રીતે શ્રીભાગવતના સ્કંધાર્થ સાથે 'ષોડશગ્રંથ' પૈકી કેટલાક ગ્રંથોનો અર્થ તન્મૂલક હોવાથી ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે, તો કેટલીક તત્સ્થાનીય હોવાથી આપાતતઃ સંબંધ ધરાવે છે. જેમ કે –

| ભાગવત | વિષય | ષોડશગ્રંથ |
|---|---|---|
| ૧. સ્કંધ–અધિકાર | શ્રોતા–વકતતાનું સ્વરૂપ | પંચપદ્યાનિ, જલભેદ |
| ૨. સ્કંધ–અંગનિર્ણય | તત્વજ્ઞાન, હૃત્પસાદમનન | યમુનાષ્ટક |
| ૩. સ્કંધ–સર્ગલીલા | બંધસૃષ્ટિ અને મુકતસૃષ્ટિ | પુષ્ટિપ્રવાહમર્યાદા |
| ૪. સ્કંધ–વિસર્ગલીલા | ધર્મ, અર્થ, કામ, મોક્ષ | બાલબોધ |
| ૫. સ્કંધ–સ્થાનલીલા | દેશકાલરૂપ પ્રાકૃત પદાર્થ જય તથા આત્મજય | અંતઃકરણપ્રબોધ |
| ૬. સ્કંધ–પોષણલલીલા | નામ–ધ્યાન–અર્ચનાદિ દ્વારા અનુગ્રહની અભિવ્યક્તિ | સિદ્ધાંતમુકતાવલી, ભક્તિવર્ધિની |
| ૭. સ્કંધ–ઊતિલીલા | કર્મવાસના | વિવેકધૈર્યાશ્રય |
| ૮. સ્કંધ–મન્વન્તરલીલા | સદ્ધર્મનિરૂપણ | ચતુઃશ્લોકી |
| ૯. સ્કંધ–ઈશાનુકથાલીલ | ભક્તિ (દુઃખનિવારણ તથાસુખપ્રાપ્તિ) | નવરત્ન, સિદ્ધાંતરહસ્ય |
| ૧૦. સ્કંધ–નિરોધલીલા | પ્રપંચવિસ્મૃતિપૂર્વક દેહેન્દ્રિયય –સર્વનો પ્રભુમાં નિરોધ | નિરોધલક્ષણ |

| | | |
|---|---|---|
| ૧૧. સ્કંધ–મુક્તિલીલા | મોક્ષસ્વરૂપ (અન્યથા સ્વરૂપસ્થિતિ) | સંન્યાસનિર્ણય |
| ૧૨. સ્કંધ–આશ્રયલીલા | આશ્રયરૂપે ભગવદ્–ભાવાપત્તિ | કૃષ્ણાશ્રય, સેવાફલ |

દ્વાદશ ગોવર્ધનધરના નામાત્મક અંગરૂપ શ્રીભાગવતના બાર સ્કંધોને પુષ્ટિમાર્ગીય સંદર્ભમાં સમજવા માટે ષોડશગ્રંથ વસ્તુતઃ કેટલા બધા ઉપયોગી છે ! શ્રીભાગવતાર્થ નિબંધ અને શ્રીસુબોધિનીમાં અન્ય વિષયો સાથે સાકાર બ્રહ્મવાદ અને નિર્ગુણ ભક્તિમાર્ગનું પ્રતિપાદન શ્રીમહાપ્રભુએ વ્યાખ્યાન શૈલીમાં કર્યું છે. તે સાકાર બ્રહ્મવાદ તથા નિર્ગુણ ભક્તિમાર્ગને આપે ષોડશગ્રંથોમાં પોતાના સેવકોને પૂર્ણરૂપે, કયારેક ઉપદેશ શૈલીમાં તો કયારેક આદેશ શૈલીમાં સમજાવ્યા છે. ષોડશગ્રંથની રચના વખતે શ્રીમહાપ્રભુજી સમક્ષ કોઈ પૂર્વપક્ષી કે ટીકા કરવા માટે કોઈ ગ્રંથ ન હતાં.

આપની સન્મુખ હતા આપના અનુયાયી જેઓ આકાર બ્રહ્મવાદની દાર્શનિક માન્યતાની કોઈને કોઈક સૈદ્ધાન્તિક બાબત પરત્વે શ્રીમહાપ્રભુજીનો અભિપ્રાય જાણવા માટે જિજ્ઞાસુ હતા. જાણે આ સેવકો પુષ્ટિભક્તિના માર્ગ પર ચાલતાં ચાલતાં, અચાનક કોઈ એવા વળાંક અથવા ચાર રસ્તે આવી પહોંચ્યા છે કે હવે કઈ દિશામાં જવું તે તેઓ નક્કી કરી શકતા નથી ! તેથી તેઓ પોતાના માર્ગદર્શકને યોગ્ય દિશા બતાવવા પૂછી રહ્યા છે. તેથી શ્રી મહાપ્રભુજી પોતાના સેવકોને પોતાનો અભિપ્રાય, પોતાનં નિજ પ્રમાણો અને આશ્વાસન સાથે, આ ષોડશગ્રંથોમાં સમજાવી રહ્યા છે !

ષોડશગ્રંથ પૈકીના લગભગ બધા ગ્રંથોમાં – ''વદતિ વલ્લભઃ શ્રીહરેઃ'' (શ્રીયમુનાષ્ટક) 'વદામિ સુવિનિશ્ચિતમ્' (બાલબોધ), 'સ્વ સિદ્ધાંત વિનિશ્ચયમ્' (સિદ્ધાંત મુકતાવલી), 'સ્વશાસ્ત્ર સર્વસ્વમ્' (સિદ્ધાંત મુકતાવલી), 'સાક્ષાદ્ ભગવતા પ્રોકતં તદક્ષરશઃ ઉચ્યતે'' (સિદ્ધાંતરહસ્ય) ''ઈત્યમેવ મે મતિઃ'' (નવરત્ન), 'ઈતિ શ્રીકૃષ્ણદાસસ્ય વલ્લભસ્ય હિતં વચઃ' (અંતકરણ પ્રબોધ), 'ઈતિ મે મતિઃ' (ચતુઃશ્લોકી), 'ઈતિ કૃષ્ણ પ્રસાદેન વલ્લભેન વિનિશ્ચિતમ્' (સંન્યાસનિર્ણય) 'અહં નિરુદ્ધો રાધેન નિરોધં વર્ણયામિ તે' (નિરોધલક્ષણ), 'ગુણક્ષોભેપિ દષ્ટવ્યમેતદેવેતિ મે મતિઃ' (સેવાફલ) – આશ્વાસન પ્રાપ્ત થાય છે.

આપણે આપણા માર્ગ ઉપર સારી રીતે ચાલવવું જોઈએ. પરંતુ બીજાઓને છળ અથવા બળથી હઠપૂર્વક આપણા માર્ગ પર ચલાવવાની મનોવૃત્તિને શ્રીમહાપ્રભુજીના સાકાર – બ્રહ્મવાદી દર્શનમાં કોઈ સ્થાન નથી. આવા વ્યાપક દષ્ટિકોણથી શ્રીમહાપ્રભુજી પુષ્ટિમાર્ગની અનેક પગદંડીઓનું નીચે પ્રમાણે નિરૂપણ કરે છે.

પુષ્ટિમાર્ગની આ ચારે પગદંડીઓ નિબંધ, ભાષ્ય, સુબોધિની તથા પ્રકરણાદિ ગંથોમાં કયાંક વિસ્તારથી તો કયાંક સંક્ષેપમાં બતાવી છે.

જયાં સુધી દેહાભિમાન છે, ત્યાં સુધી વૈદિક આશ્રમધર્મનું યથાશક્તિ પાલન કરવું જ જોઈએ. પરંતુ કલિકાલના પ્રભાવથી વૈદિક ધર્મનું સાંગોપાંગ અનુષ્ઠાન સંભવિત નથી. તેથી વેદોકતત પ્રકારે હવે અલભ્ય બનતો જાય છે. ગીતોકતપ્રકારથી પ્રપત્તિમાર્ગ (શરણમાર્ગ) સર્વજનસુલભ છે. તેમાં અધિકાર વર્ણાશ્રમના ભેદ પર આધારિત નથી. તંત્રોકત ભક્તિનો પ્રકાર પણ આપણે માટે યથાશક્તિ સંભવિત છે જ. ગીતાની જેમ તે પણ સર્વને સુલભ છે. તેમાં સર્વનો અધિકાર છે. આ બધાં કરતાં ભાગવતોકત ભક્તિના પ્રકાર પર શ્રી મહાપ્રભુજી સૌથી અધિક ભાર મૂકે છે. તે દુર્લભ હોવા છતાં તેમાં સર્વનો અધિકાર છે.

આમ ટૂંકમાં આપણે જોયું કે શ્રીમહાપ્રભુજીનો દષ્ટિકોણ દૈવી જીવોના ઉદ્ધાર માટે કેટલો બધો સહૃદયતાપૂર્ણ છે. શાસ્ત્રની મર્યાદાઓ સાથે મન ફાવે તેમ છેડછાડ કર્યા વિના કેવી રીતે બધા જીવો માટે આપે પુષ્ટિનો પ્રશસ્ત પથ પ્રકાશિત કર્યો છે ! જે શાસ્ત્ર





અને ધર્મમાં સર્વનો અધિકાર છે તેમને તથા જે શાસ્ત્ર અને ધર્મ વર્ણાશ્રમના અધિકાર પરત્વે છે તેમને શ્રી મહાપ્રભુજીએ વ્યવસ્થિત કર્યા છે. પ્રાચીન અથવા સનાતન વર્ણાશ્રમધર્મની મર્યાદાઓને અમાન્ય કર્યા વિના અથવા તેમનું ઉલ્લંઘન કર્યા વિના, ભાગવતોક્ત ભક્તિમાર્ગ અને ગીતોક્ત પ્રપત્તિ માર્ગનો જ ઉપદેશ આજ પર્યંત પુષ્ટિમાર્ગમાં અષ્ટાક્ષર અને બ્રહ્મ સંબંધની દીક્ષાઓ દ્વારા આપવામાં આવે છે.

વસ્તુતઃ પુષ્ટિના આ પ્રશસ્ત પથને આ ષોડશગ્રંથોના સોળ કલાનિધિ રૂપી ચંદ્રો પ્રકાશિત કરે છે; જેની શીતળ, સુખદ ચાંદનીમાં પ્રત્યેક પુષ્ટિજીવ યોગેશ્વરેશ્વર, વૃંદાવનવિહારી, વ્રજાધિપ શ્રીકૃષ્ણની નજીક પહોંચવાનો માર્ગ શોધી શકે છે !

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)



**राग सारंग :-)** प्रकट भये धाम श्रीविठ्ठलाधीशके महा रस सुखद श्रीगोकुलाधीश ।। शुक्ल अगहन सप्तमी वारादि महा शुभ जानि दु:खहरन जगदीश ।। १ ।। बजत बाजे सकल सुरन सह बहु भांत देव दुंदुभी बजत हरखतमन ईश ।। करत तहां नृत्य तांडव भांति भेदसों स्तुति करत आये विधि नारद मुनिश ।। २ ।। कुसुम वृष्टि करत पढ़त जयजय नमत सबही देव धरिणी धरणीधर शीश ।। महामहिमा अतुल शेष नहि पावही पार याको कहा तुच्छ कवि ईश ।। ३ ।। महा यश प्रकट कीनो सकल धरणिपें कीये दृढ भक्ति पथ खंड दंडीश ।। अतुल महिमा कहा तुच्छ मुख कहि शके रसिकको दास तुव शरण मन ईश ।। ४ ।।

*પ્રભુ તો જીવનું હિત જ કરી રહ્યાં છે. દુર્ભાગ્યની વાત તો એટલી જ કે જીવને આ વાતની ગમ નથી. આટલો આટલો પરિશ્રમ શ્રીઠાકોરજીને પડે છે, છતાંયે આપ કશું ચિત્તમાં લાવતા નથી, એ બધું નિભાવી જાય છે. તે શ્રીમહાપ્રભુજીની કાનીથી. શ્રીમહાપ્રભુજીની કૃપા વગર ક્રીયા વધે, પરંતુ ભાવ તો ન વધે. શ્રીઠાકોરજી ભલે સાનુભાવ હોય, પરંતુ શ્રીમહાપ્રભુજીની કૃપા વગર વ્રજલીલાનો અનુભવ તો ન જ થાય. માટે જ્યાં શ્રીમહાપ્રભુજીનો સંબંધ નથી તે બધી મર્યાદા. ૧૦૪, ૧૦૭, ૧૦૮, ૧૦૯*

*–નિ.લી.ગો શ્રીરણછોડલાલજી મહારાજશ્રી રાજનગર (અમદાવાદ)વાળાનાં વચનામૃત.*





II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ કાર્તિક સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ કાર્તિક વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

ઓક્ટોબર ૨૯ ૨૦૦૯ થી નવેમ્બર ૧૨ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-કાર્તિક સુદ | ગુરુ | ઓક્ટોબર-૨૯ | **શ્રીપ્રબોધિનિ એકાદશી વ્રત।** મધ્યાહ્ન ૧૨.૫૭થી પૂર્વ દેવોત્થાપન કરવું |
| ૧૨ | શુક્ર | ૩૦ | **પ્રથમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગિરિધરજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૫૯૭)**<br>**પંચમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીરઘુનાથજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૬૧૧)** |
| ૧૩ | શનિ | ૩૧ | |
| ૧૪ | રવિ | નવેમ્બર - ૧ | |
| ૧૫ | સોમ | ૨ | ગોપમાસ પ્રારમ્ભ, કાર્તિક સ્નાન નિયમાદિ પૂર્ણ |
| ૧-કાર્તિક વદ | મંગળ | ૩ | |
| ૨ | બુધ | ૪ | |
| ૩ | ગુરુ | ૫ | |
| ૪ | શુક્ર | ૬ | |
| ૫ | શનિ | ૭ | |
| ૬ | રવિ | ૮ | મધ્યાહ્ન ૧૧.૦૫થી રવિ-પુષ્ય યોગ। |
| ૭ | સોમ | ૯ | |
| ૮-૯ | મંગળ | ૧૦ | **દ્વિતિય શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગોવિન્દજીનો પ્રાગટ્યોત્સવ (સં.૧૫૯૯)** |
| ૧૦ | બુધ | ૧૧ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**તુલસી અને પુષ્પોની રચેલી નવરત્નોથી શોભતી ચરણ સુધી લાંબી માલા વનમાલા કહેવાય છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૮-૩૧)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૫

# પુષ્ટિમાર્ગ- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

***હવે જે લેખમાળામાં આપણે શ્રીગુરુદેવના વચનામૃતની અમૃતધારાનું પાન કરીશું તે આપશ્રી દ્વારા કરેલ સેશન્સ ફોર યુ.એસ.એનાં ધ્વની મુદ્રણ પરથી લેખન કરેલ છે, જે જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરાના સર્વે સેવક-વૈષ્ણવોએ કરેલ છે. આપણે આ અલભ્ય વચનામૃતનું હવે રસપાન કરીશું.***

ગતાંકથી આગળ .....

કદાચ તે આત્માની વ્યાખ્યા ન આપી શક્તો હોય તો ભલે, કે તે અભિલાષા ન કરી શક્તો હોય, પણ એટલું તો તે કહેશે કે આ સારું કાર્ય છે, તેનાથી પુણ્ય થશે અને આત્માનો લાભ થશે. તો એનો અર્થ આપ સમજું વર્ગ સમજી જશો, કે આનો શો અર્થ છે? આ બે હદથી પર કંઇ એવું તત્ત્વ છે કે જે શાશ્વત છે. હું જે કરી રહ્યોં છું એવો કોઈ શબ્દ તે તમને નહિ કહે. આ જે કરી રહ્યોં છું તે સમજ તેની અંદર છે.

તે જાણે છે કે આત્મ તત્ત્વ શું છે, એટલે એ જાણે છે એટલે આજે ભારતીય જીવન ક્ષેત્રમાં જે કંઇ બની રહ્યું છે, આપણે આપણા ભારતવર્ષની ચર્ચા કરી રહ્યાં છીએ. અને ત્યાં પણ જે લોકોની સાથે આપણે હીતસંબંધ છે, કે આપણે ભારતીય છીએ. આપણા દેશમાં ગમે તે તબક્કે તમે જુઓ તો એમાં કોઈપણ સ્તરે જોઇ લ્યો. કોઈપણ વિભાગ કરીને પણ વિચાર કરી લ્યો અંતે આ બધી કલ્પનાઓ આ અર્થ સંબંધી છે.

મેં તમને એક ઉદાહરણ આપ્યું કે આ અર્થ સંબંધી કામનાઓ છે, તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એમાં આપ જુઓ કે બે પુરુષાર્થ કે આપણી કામનાઓના બે વિભાગ છે. એક સાધ્ય છે અને બીજો સાધન છે. આ એક સરળ વિભાગ આપણે સમજીએ છીએ. મોક્ષ અને કામ સંબંધી જે આપણી કામનાઓ છે તે સાધ્ય છે, અને ધર્મ અને અર્થ સંબંધી જે આપણી કામનાઓ છે, તે સાધન છે, અથવા તો સાધક છે. કેમકે કામ સમાધાન-તૃપ્તિ થયું.

જેમકે કોઇ સુંદર ભોજન તૈયાર છે અને તમને ગમે છે તે વાનગીઓ તૈયાર થઈ. કોઈક વખત બનાવનાર એક સ્ત્રી હોય, તમારી પત્ની જ હોય, પણ કોઈક વાર એ વાનગીમાં મઝા ન આવે અને કોઈક વખત વાનગી એટલી અદ્‌ભૂત બને કે વર્ષો સુધી તેનો સ્વાદ, જ્યારે અવારનવાર તમે બહાર જાઓ અને બહાર કદાચ એ વાનગી આવી જાય તો તમને યાદ આવે અને તમારા મિત્ર હોય તેને કહેવા લાગો કે એક વખત મારી પત્ની આ વાનગી બનાવી હતી, તે સ્વાદ હજું મને ભૂલાતો નથી (સ્વાદ મારી ડાઢમાં રહી ગયોં છે).





તેવું આપણે કહેતા હોઇએ. હવે તમને હું એક વાત પૂછું કે એ વાનગી તમે જે લીધી અને તેનાથી તમને જે તૃપ્તિ થઇ તો તે તૃપ્તિનો કોઇ હેતુ છે, ઉદ્દેશ છે, ઇરાદો છે, કારણ છે. એનું કોઇ કારણ કે હેતુ નથી. તે પોતે જ એક હેતુ છે. તમને જે તૃપ્તિ થઇ તમને જે આત્મસંતોષ થયો અને મજા આવી, મજાનું હું તમને પૂછવા જઉં તો એ મજાનું હેતુ શું છે ? તે હું માનું છું કે તે મજાનું તમે કોઇ કારણ બતાવી શકો. ધ્યાનમાં આવ્યું ને ?

મજાનું હેતુ શું છે ? દરેક બીજી વસ્તુઓનો હેતુ મઝા હોઇ શકે પણ મજાનો હેતુ બીજું કાંઇ ના હોઇ શકે. તમે કહો તમને પૂછવામાં આવે કે તમે રમત-ગમત જોવા કેમ જાઓ છો ? મજા માટે ને ? આ કામ કેમ કરો છો ? તો ભાઇ મઝા આવે છે, એટલા માટે. એટલા માટે કોઇ અન્ય કાર્ય કરવા પાછળ મજાનો હેતુ હોઇ શકે પણ મજા પાછળ બીજો કોઇ હેતુ હોઇ શકે નહિ. અને જે જેના પાછળ કોઇ હેતુ નથી હોતો તે પૂર્ણ વિરામ છે. અને જ્યાં પૂર્ણ વિરામ છે તેનો જ અર્થ સૂચવે છે.

સોકરને લ્યોં. તેનું લક્ષ્ય શું હોય છે ? ટૂ એચીવ ધ ગોલ, બરાબર. હું આપને પૂછું કે ગોલ કરવાનો લક્ષ્ય-ધ્યેય કોઇ છે ? અને એ બતાવ, બરાબરને. કોઇને આપણે પૂછીએ કે આજે હું ધારું છું કે ક્રીકેટ કરતાં પણ વધુ પ્રેમ હશે. સોકરના લગભગ દરેક સોકરના વિશ્વસ્તરે રમતમાં પાંચ દશ વ્યક્તિઓ તો ઉશ્કેરાટ-આવેશના કારણે કરી જાય છે. તે પરિસ્થિતિ છે. એટલો ઉશ્કેરાટ હોય કે પાંચ-દશ વ્યક્તિ લ્યોં ને ત્યાં જ સમાપ્ત થઇ જાય છે. એક એ આવેશની હાઇટ ઓફ એક્સાઇટમેન્ટ થતી હશે.

ત્યારે જ ક્રેઝ થતો હશે ને ? એટલે હવે આ પૂછો કોઇને પણ પૂછો કે સોકરમાં જે ગોલ કર્યો તેમાં બોલ અંદર મૂકવા સિવાય બીજા કોઇ ગોલ છે. ખરો ? એટલે ગોલનો કોઇ ગોલ છે ખરો ? જે આપણે લક્ષ્ય પ્રાપ્ત કર્યું તેનો કોઇ હેતુ છે ? એ તેનું પૂર્ણ વિરામ આવી ગયું તેનું નામ સ્વાર્થી છે. અને જેના માટે એ કરવામાં આવે છે જે ખીલાડીયો બધાં ત્યાં રમી રહ્યાં છે, અને જે યત્ન કરીને યત્ન એટલો જ છે કે એના માટે જીવ જીવની યત્ન કરી રહ્યાં છે.

એ બધું જ સાધન છે. એટલે સાધન સાધ્યનું સંબંધ આપણા ધ્યાનમાં આવી જાય તો અર્થ જ છે તે મહદ્ અંશે કામ માટેનું સાધન છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ અને હું વ્યાખ્યાં કરું છું. જરા આટલી બિંધાસ્ત વાત બતાવી દઉં. એટલે ટૂંકમાં બે સાધ્ય અને બે સાધન છે. કેમકે બીજી બાજું મોક્ષ પણ પૂર્ણ વિરામ અને આ બાજુ કામ પણ પૂર્ણ વિરામ છે. હવે જુઓ સમાન્ય રીતે એટલે એક બાજુ એનું પણ કહે છે કે આમાં ધર્મ અને મોક્ષને અલૌકિક છે. અને અર્થ અને કામ એ લૌકિક છે. લૌકિક અને અલૌકિક બહુ મીસ્ટીરીયસ્ બનાવીને ન છેવા માર્ગનો.

(...ક્રમશ:)

સંકલન:- જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર વતી દાસ ગોપાલ, વડોદરા

**શ્રીગુરુચરણના વચનામૃત સેસન્સ ફોર યુ.એસ.એમાંથી સાભાર**





# માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## મહદ્વિમૃગ્ય ભક્તિયોગ - ૨

..ગતાંકથી આગળ

**શિષ્ય** :- ગુરુદેવ! જે વખતે શ્રીપ્રભુનો અવતારકાલ હતો તે વખતે તો આ પ્રકાર સંભવ છે, કેમકે શ્રીપ્રભુ સાક્ષાત્ દર્શન આપીને ભક્તોને પોતાના પ્રસાદ આપી શકે. જેમકે શ્રીકૃષ્ણાવતારમાં આપ ભક્તોને પોતાનો પ્રસાદ આપતાં. અને તેથી જ **ત્વયોપભુક્ત** એ ઉદ્ધવજીનું વાક્ય પણ શ્રીપ્રભુના અવતારકાલનું છે. એટલે કે શ્રીપ્રભુ પ્રત્યક્ષ બિરાજી રહ્યાં છે તે વખતે આ વાક્ય ઉદ્ધવજીએ કહેલું છે. પરંતુ અનવતારકાલ-અવતાર ન હોય તે સમયમાં અર્થાત્ વર્તમાન સમયમાં ભગવદ્દત્ત પ્રસાદ કેવી રીતે સમજવો ?

**ગુરુદેવ** :- વાત તારી સાચી છે. પણ સમજ. અનવતારકાલમાં તે જ પ્રભુનું સ્વરૂપ શ્રીગુરુદેવે આપણી ઉપર પધરાવી આપેલું હોય છે, તેથી તે સ્વરૂપને ધરીને લેવામાં આવે તે શ્રીપ્રભુએ આપેલો પ્રસાદ જ છે, એમ ચોક્કસ સમજવું. દૈવી સૃષ્ટિને ઘેર ઘેર પોતાની સ્વરૂપસેવાનો પ્રકાર ચાલે એટલા માટે શ્રીપ્રભુએ ભૂતલ ઉપર સારસ્વતકલ્પમાં અવતાર લીધો હતો અને ફરીને શ્રીમદાચાર્ય સ્વરૂપે પ્રકટ થઈને તે સેવામાર્ગનો ઉપદેશ કર્યો.

તેથી શ્રીગુસાંઈજીએ શ્રીવલ્લભાષ્ટકમાં આજ્ઞા કરી કે : **યત્કથમપિ કિમપિ કાપ્યુપાહર્તુમિચ્છત્યદ્ધા તદ્ગોપિકેશઃ સ્વવદનકમલે ચારુહાસે કરોતિ**, ભક્તો જે પ્રકારે, જે કંઈ, જ્યાં પણ અંગીકાર કરાવવાની ઈચ્છા કરે છે, તે શ્રીગોપીજનવલ્લભ પ્રભુ પ્રસન્ન વદને સાક્ષાત્ અંગીકાર કરે છે. માટે શ્રીપ્રભુને ધરીને લેવામાં આવતી વસ્તુ ભગવદ્દત્ત પ્રસાદ જ છે એમ સમજવું.

**ભગવાનને ધરવાની વસ્તુમાંથી અલ્પ પણ ભાગ પોતાના ઉપયોગમાં લેવો નહિ :**

શ્રીમહાપ્રભુજી સિદ્ધાંત રહસ્યમાં આજ્ઞા કરે છે કે :

**ન મતં દેવદેવસ્ય સામિભુક્તસમર્પણમ્ ।।**

અર્થ : દેવના દેવ એવા શ્રીપ્રભુને અર્થ ભોગવેલી વસ્તુઓનું સમર્પણ ઈષ્ટ નથી. સુખદુઃખ આ બેમાંથિ એકનો અનુભવ કરવો એનું નામ ભોગ, અને તે ભોગનો જે વિષય બને તે ભુક્ત કહેવાય. અર્થાત્ ભોગવેલું. જે પદાર્થ થોડે પણ અંશે પોતાના ઉપયોગમાં લેવામાં આવે તે, બાકી રહેલો ભુક્તશેષ અથવા સામિભુક્ત કિંવા અર્ધભુક્ત કહેવાય. તેવો સામિભુક્ત પદાર્થ દેવાધિદેવ શ્રીકૃષ્ણને ધરવો નહિ.

વસ્તુ સારી છે કે નહિં, તેની પરીક્ષા માટે તેમાંથી લઈને મુખ વગેરેમાં મુકવામાં, સુંઘવામાં, હાથ લગાડવામાં બાકીની વસ્તુ અર્ધભુક્ત થઈ જતી નથી. કારણકે બાકીનીમાં ભુક્તશેષત્વનો વ્યવહાર





દુનિયામાં થતો નથી. તેનો હેતુ તે પદાર્થને જોયા પછી પોતામાં તેના **ભોગની ઈચ્છાનો અભાવ જ છે.** જેમ કે, બદામ કડવી છે કે નહિ તેની પરીક્ષા સારૂ તે સુંઘી તથા ચાખી જોવાય છે, તેમજ તુરીયાં વગેરે શાકાદિક પણ ચખાડાય છે, છતાં આ બધામાં અર્ધભુક્તત્વનો વ્યવહાર થતો નથી.

તેનું કારણ જીવની તે પદાર્થના ભોગની ઈચ્છાનો અભાવજ . કદાચિત્ તે પદાર્થની પરીક્ષા કરતાં ભોગ કરવાની ઈચ્છા થાય તો પણ તે પદાર્થ અર્ધભૂક્ત થતો નથી, પણ જીવ અપરાધી બને છે. જેમ માનસિક વ્યભિચારમાં તે વ્યભિચારનો કર્તા દોષપાત્ર બને છે, ન કે વ્યભિચારનો વિષય સ્ત્રી, તે જ પ્રમાણે અત્ર પણ પદાર્થ દૂષિત થતો નથી પણ માત્ર જીવનો માનસિક અપરાધ થાય છે. ત્યારે જીવ વજ્ર તથા અંકુશયુક્ત ભગવચ્ચરણારવિંદનું ધ્યાન કરવું, કે જેથી આયન્દે તેવો માનસિક અપરાધ પણ થાય નહિ. વજ્રાંકુશયુક્ત ભગવચ્ચ્ણારવિન્દનું ધ્યાન કરવાથી જીવનો માનસિક અપરાધ દૂર થાય છે તે બાબત ભગવાન કપિલદેવજી તૃતીયસ્કન્ધ શ્રીભાગવતમાં આજ્ઞા કરે છે કે-

**ધ્યાતુર્મન:શમલશૈલનિસૃષ્ટવજ્રં ધ્યાયેચ્ચિરં ભગવતશ્ચરણારવિન્દમ્ ।**

અર્થ : ધ્યાન કરનારના મનના પાપરૂપી પર્વત ઉપર મુકેલું છે, વજ્ર જેણે એવું ભગવાન્ના ચરણારવિન્દનું ચિરકાલ ધ્યાન કરવું. તાત્પર્ય કે ભક્તિએ પાપનાશક હોવાથી ધ્યાનાત્મક સ્મરણથી પાપનાશ થાય એ ઉચિત છે. તેમજ પદ્મપુરાણમાં પણ વચન છે કે :-

**અંકુશો નાગશિક્ષાયૈ યાવદ્ભવતિ પુત્રક । તાદૃશં તદ્ભવેચ્ચિહ્નમ્ ।**

અર્થ : - હે પુત્રક ! હાથીની શિક્ષા માટે જેમ અંકુશ છે તેજ પ્રકારે ભક્તોના મનરૂપી હાથીની શિક્ષા માટે ભગવચ્ચરણારવિંદમાં ચિહ્ન રૂપે અંકુશ રહેલું છે. માટે માનસિક અપરાધ પણ ન થાય તે માટે અંકુશયુક્ત ભગવચ્ચરણારવિન્દનું ધ્યાન કરવું.

જો વસ્તુના ઉપભોગની ઈચ્છા થતાં ઇન્દ્રિયવ્યાપાર થાય તો વસ્તુ પણ દોષપાત્ર બને છે, તેથી તેવિ વસ્તુનું સમર્પણ ક્રિયાદૂષક હોવાથી-સમર્પણની ક્રિયાને દોષિત કરનાર હોવાથી-સંમત નથી. તેમજ પોતાના ઉપયોગ માટે લાવેલા વસ્ત્રાદિકમાંથી સેજ-સાજ પોતાના ઉપભોગમાં લઈ બાકીનું પ્રભુના વિનિયોગમાં લાવવું તે પણ નિષિદ્ધ છે. તેમાં આ મારા ઉપભોગ માટે છે, એવું અનુસંધાન દોષનું બીજ છે. આ પ્રકારે અસમર્પિત પદાર્થોનો ત્યાગ કરવો એટલું જ નહિ, પરંતુ **વર્જનમાચરેત્** એમાં **વૃજ્** ધાતું હોવાથી અસમર્પિત પદાર્થના **સંસર્ગ**નો પણ ત્યાગ કરવો.

અતએવ વિવાહ થયા પછી તૂર્ત વર વધૂને શ્રીઠાકોરજીને પગે લગાડવાનો રિવાજ વૈષ્ણવ સમાજમાં પ્રચલ્લિત છે અને ત્યાં એવી ભાવના કરવામાં આવે છે કે, હે પ્રભો ! આપની આજ્ઞાનુસાર આપનાં દાસ-

દાસીઓમાં એક દાસીની વૃદ્ધિ કરી લેવામાં આવી છે, આપ મને સ્વીકારો. તેમજ બ્રહ્મસમ્બન્ધરહિત નવપરિણીતાના હાથથી જલ સુદ્ધાં લેવાનો પણ નિષેધ છે. આ બધું તાત્પર્ય વૃજ્ ધાતુંના અર્થમાં સમાયેલું છે. માટે વૈદિક, સ્માર્ત અને લોકિક કાર્યમાં જે જે પદાર્થો અપેક્ષિત હોય તે બધા તે તે કાર્યના આરંભમાં જ શ્રીહરિને સમર્પણ કરવા. અને ત્યારબાદ તે તે લૌકિક વૈદિક કાર્ય કરવાં. તેથી જ શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે કે :-

**તસ્માદાદૌ સર્વકાર્યે સર્વવસ્તુસમર્પણમ્ ।**

અર્થ : અસમર્પિત વસ્તુનો સંસર્ગ, તેમજ સામિભુક્તનું સમર્પણનિષિદ્ધ છે માટે, લૌકિક-વૈદિક કાર્યો આરંભતાં પહેલાં બધા પદાર્થો ભગવાન્‌ને સમર્પવા. તેમજ, સન્ધ્યાવન્દનાદિ નિત્ય કર્મો કરતી વખતે, તથા શ્રાદ્ધાદિ નૈમિત્તિક કર્મો કરતી વખતે પણ તેમાં ભગવદાજ્ઞાનું અનુસંધાન રાખવું. તે માટે ગરૂડ પુરાણમાં આ પ્રકારે કહેલું છે કે :-

**જગદ્ધાતુર્મહેશસ્ય દિવ્યાજ્ઞાચરણા વયમ્ ।**
**ઇહ નિત્યક્રિયાં કુર્મઃ સ્નિગ્ધાસ્તે વૈષ્ણવાશ્ચ તે ।।**

અર્થ : જગન્નિમાર્તા તથા સર્વ લોકપાલોને પોતાની આજ્ઞામાં રાખનારા એવા શ્રીપ્રભુની દિવ્ય આજ્ઞઅ એટલે કે શ્રુતિ-સ્મૃત્યુક્ત આજ્ઞા પ્રમાણે આચરણ કરનારા અમે અહીં નિત્ય કર્મ કરીએ છીએ, એવું અનુસન્ધાન રાખી જેઓ પ્રભુમાં સ્નેહ રાખનારા છે તેઓ વૈષ્ણવ કહેવાય છે. તેમજ

**સન્ધ્યોપાસ્ત્યાદિકર્માણિ વિધિના નોદિતાનિ મે ।**

અર્થ : સન્ધ્યોપાસન વગેરે કર્મો વેદદ્વારા મેં જે આજ્ઞા કરેલાં છે, તેમજ વિષ્ણુધર્મોત્તરમાં પણ કહ્યું છે કે :

**અપૃષ્ટ્વા યસ્તુ યાં કાંચિત્ ક્રિયાં નારભતે હરિમ્ ।**
**અસંભિન્નાર્યમર્યાદસ્તસ્ય તુષ્યતિ કેશવઃ ।।**

અર્થ : જે ભક્ત શ્રીહરીની આજ્ઞા લીધા વિના કોઇપણ લૌકિકી કિંવા વૈદિકી ક્રિયા આરંભતો નથી તેવા આર્યમર્યાદાને ન તોડનાર ભક્ત ઉપર શ્રીપ્રભુ પ્રસન્ન થાય છે...

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# || મંગલાચરણ ||

..ગતાંકથી આગળ

**નિસ્સૃત્ય યન્મુખામ્ભોજાદ્ દર્શનં દર્શનં ભવેત્ ||**

**પથસન્દર્શકં ભક્ત્યા દેવકીનન્દનં નુમઃ || ૯ ||**

નિસ્સૃત્ય[૧] યન્[૨] : નિસ્સૃત (નિકળી, પ્રવાહિત)[૧] થઈ જેઓના[૨]

મુખામ્ભોજાત્ : મુખારવિન્દથી

દર્શનં : ભારતીય તત્ત્વચિન્તન, દર્શન શાસ્ત્રના

દર્શનં : દર્શન, સાક્ષાત્કાર

ભવેત્ : થાય છે

પથસન્દર્શકં[૧] ભક્ત્યા[૨] : (એવા) સન્માર્ગ દેખાડનાર[૧] ભક્તિથી, શ્રદ્ધાથી[૨]

દેવકીનન્દનં : પૂજ્યચરણ ગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીને

નુમઃ : (અમે) નમન કરીએ છીએ

જેમના મુખારવિંદથી પ્રગટ થયેલ દર્શન શાસ્ત્રના ( ભારતીય તત્ત્વચિન્તન)/ભગવદ્શાસ્ત્રો (સ્વમાર્ગીય ગ્રંથો)ની અલૌકિક સુધાનું દર્શન કરવા અર્થાત્ રસપાન કરવા સેવકજનો ભાગ્યશાળી થયા છે એવા પુષ્ટિભક્તોના સન્માર્ગ દેખાડનાર પૂજ્યચરણ શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીને (અમે) નમન કરીએ છીએ.

શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીએ આ શ્રીચતુર્થદ્વારના અધિપતિ છે. અને આપશ્રી શ્રીચતુર્થવંશમાં આપશ્રી જન્મદાતા શ્રીગોકુલનાથ પ્રભુચરણના બાલક છે. આપશ્રીએ આ મંગલાચરણ સ્વરૂપે શ્લોક પોતાના શ્રીગુરુદેવના સ્વરૂપનું વર્ણન કરતા પ્રકટ કર્યો છે.

શ્રીગુરુદેવનું સ્વરૂપ કેવું હોય? કે જેમના દર્શન કરતાં જ સર્વ શસ્ત્રનું જ્ઞાન જ્ઞાય, ભારતીય તત્ત્વચિન્તન/ભગવદ્ શાસ્ત્ર અને સ્વમાર્ગના અલૌકિક ગ્રંથોના દર્શન પોતાના શ્રીગુરુદેવમાં થાય. શ્રીમદ્ ભાગવતમાં જ્યારે ભગવાન શ્રીકૃષ્ણ ઉદ્ધવજી પ્રતિ ભાગવત ધર્મોનું પ્રદાર્પણ કરે છે, અહીં એકાદશ સ્કન્ધના તૃતીય અધ્યાયના ૨૧માં શ્લોકમાં ગુરુની આવશ્યક્તા બતાવે છે.

**તસ્માદ્ ગુરું પ્રપદ્યેત જિજ્ઞાસુઃ શ્રેય ઉત્તમમ્ ।**

**શાહ્વે પરે ચ નિષ્ણાતં બ્રહ્મણ્યુપશમાશ્રયમ્ || ૨૧**

**તત્ર ભાગવતાન્ ધર્માન્ શિક્ષેદ્ગુર્વાત્મદૈવતઃ ।**

**અમાયયાનુવૃત્ત્યા યૈસ્તુદાત્માત્મદો હરિઃ || ૨૨**





જ્યારે જીવ પોતાનું કલ્યાણ માટે વિચાર કરે છે ત્યારે કલ્યાણ ઇચ્છનાર જિજ્ઞાસુંએ પ્રથમ પોતાના શ્રીગુરુદેવની શરણ લેવી જોઇએ. શ્રીગુરુદેવ એવા હોય, જે શબ્દબ્રહ્મ-વેદોંના પારદર્શી વિદ્વાન હોય, જેને વેદોને ખૂબજ સારી રીતે સમજ્યાં હોય અને સાથેજ પરબ્રહ્મમાં પરિનિષ્ઠિત્ તત્ત્વજ્ઞાની પણ હોય, જેથી પોતાના અનુભવ દ્વારા પ્રાપ્ત કરેલું રહસ્યની વાતો પોતાનું કલ્યાણ ઇચ્છનાર જિજ્ઞાસું સેવકને બતાવી શકે. તેમનું ચિત્ત શાન્ત હોય અને વ્યવહારમાં પ્રપંચમાં વિશેષ પ્રવૃત્ત ન હોય.

ઉત્તમ કલ્યાણ (મોક્ષપદ)ની જીજ્ઞાસાવાળા શિષ્યો વેદાત્મક બ્રહ્મ અને પરબ્રહ્મ (શ્રીકૃષ્ણનું સ્વરૂપ) યથાર્થ પ્રકારે જાણતા હોય એવા શાન્તિવાળા ગુરુનાં શરણે જાય, અને તેનાં શરણે જઇને તે ગુરુને જ પોતાનું દૈવત (સર્વસ્વ) સમજીને કપટ વિના ગુરુસેવા કરી, તેમનાં સાન્નિધ્યમાં ભગવદ્ધર્મો શિખે, જે ધર્મોએ કરીને સર્વના આત્મારૂપ અને પોતાના સ્વરૂપનું દાન કરનાર એવા શ્રીહરિ પ્રસન્ન થાય છે.

પોતાનું કલ્યાણ ઇચ્છનાર જિજ્ઞાસું સેવકને જોઇએ કે તે જેને શ્રીગુરુ બનાવે છે તે ગુરુને પોતાના પરમ પ્રિયતમ આત્મા અને ઇષ્ટદેવ માને. તેમની નિષ્કપટભાવે સેવા કરે અને તેમની પાસે રહીને ભાગવતધર્મની-ભગવાનને પ્રાપ્ત કરવાવાળા ભક્તિભાવના સાધનોની ક્રિયાત્મક શિક્ષા ગ્રહણ કરે. જ્યારે શ્રીમદ્ ભાગવત શ્રીગુરુદેવની માટે આવું કહે છે, અને જ્યારે આપણે આપના શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીના દર્શન કરીએ છીએ, ત્યારે આપણને ચોક્કસ આવા દર્શન પ્રાપ્ત થાય છે.

શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીના દર્શન કરવા અને આપશ્રીના શ્રીમુખની વાણી શ્રવણ કરવાથી સર્વ દર્શન શાસ્ત્રનું નિદર્શન પ્રાપ્ત થાય છે. આપશ્રીની વાણીમાં સદાય શ્રીમદ્ ભાગવત, શ્રીગીતાજી, અને અન્ય દર્શન શાસ્ત્ર એટલે કે જે ભારતીય તત્ત્વચિન્તન ગ્રંથો છે, વેદ, શ્રુતિ, સ્મૃતિ, વગેરે આપશ્રીની વાણીથી સદાય વરસતી જ રહે છે. એટલેજ જ્યારે પણ શ્રીગુરુદેવ સેવક-સૃષ્ટિ સમક્ષ વચનામૃત કરતાં હોય ત્યારે આપણને સદાય વાણીમાં ગંભીરતા પ્રાપ્ત થાય છે. જે આપણી લૌકિક સમજથી પર છે.

**ગુરોર્ બ્રહ્મા ગુરોર્ વિષ્ણુ ગુરોર્ દેવો મહેશ્વરઃ ।**
**ગુરુઃ સાક્ષાત્ પરઃ બ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ।।**

શાસ્ત્ર આજ્ઞા કરે છે કે શ્રીગુરુદેવ બ્રહ્મા સ્વરૂપ છે, શ્રીગુરુદેવ વિષ્ણુ સ્વરૂપ છે, અને દેવાધિદેવ મહાદેવ સ્વરૂપ છે. શ્રીગુરુદેવ તો સાક્ષાત્ પરબ્રહ્મ છે, આવા શ્રીગુરુદેવને આપણે નમન કરીએ.

જ્યાં આવા શ્રીગુરુદેવના શ્રીમુખે સનાતન ધર્મનો બોધ અને સ્વમાર્ગીય ગ્રંથોનો અધ્યયન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય ત્યારે તે સેવકજનો સહજ રીતે ભાગ્યશાળી છે, કારણકે તે સાચા પુષ્ટિભક્ત બનવા સક્ષમ બને છે. આવા શ્રીગુરુદેવના દર્શન સાથે સાન્નિધ્યમાં રહીને માર્ગીય બોધને પ્રાપ્ત કરનાર સેવક પોતે સહજ રીતે એમ કહી શકે છે કે :

**ગુરુ ગોવિન્દ દોનોં ખડે, કિનકું લાગું પાય;**

**બલિહારી ગુરુ આપકી ગોવિંદ દિયે બતાય ।**

ત્યારે તે મનુષ્ય પ્રથમ પોતાના શ્રીગુરુદેવના શ્રીચરણકમલમાં મસ્તક નમાવીને પછી શ્રીહરિના શ્રીચરણકમલમાં દંડવત્ કર્યા. તેથી સંપૂર્ણ સનાતન-શાસ્ત્રમાં પ્રથમ શ્રીગુરુને શરણે જવાનું કહ્યું છે. અથર્વવેદના મુંડકોપનિષદ્‌માં પ્રથમ મુંડકના દ્વિતીય ખંડમાં કહેલું છે કે :

**તદ્વિજ્ઞાનાર્થં સ ગુરુમેવાભિગચ્છેત્ સમિત્પાણિઃ શ્રોત્રિયં બ્રહ્મનિષ્ઠમ્ ।।**

બ્રહ્મવિદ્યા જાણવા માટે શિષ્યે સમિત્પાણિ (*હાથમાં સમિધાવાળા-આપણા પૂર્વજ ઋષિમુનિઓએ તત્તત્ શાસ્ત્રોમાં સમિધાનું માહાત્મ્ય અત્યુત્તમ પ્રકારનું વર્ણવેલું છે. પ્રાચીન સમયમાં ગુરૂશરણાગતિ લેવા માટે શિષ્ય કુશસમિધા લઇ ગુરૂશરણે જતો હતો. અતએવ* ***સમિત્પાણિ*** *શ્રુતિમાં કહ્યું છે. સમયપરિવર્તનને લીધે હમણાં ગુરૂશરણે જતાં શ્રીફલ આદિ ભેટ ધરે છે. શાસ્ત્રોમાં એવો નિયમ છે કે,* ***રિક્તહસ્તેન ન ગન્તવ્યમ્*** *- શ્રીગુરૂદેવ-શ્રીપ્રભુને સન્મુખ ખાલી હાથે ન જવું*) થઈને વેદશાસ્ત્રને જાણનાર બ્રહ્મનિષ્ઠ ગુરુને સન્મુખ (શરણે) જવું.

આ શ્રુતિમાં ગુરુના વિશેષણરૂપ જણાવેલું છે કે, ગુરુ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ હોવા જોઈએ. તેનું કારણ એવું છે કે, ગુરુ કેવલ બ્રહ્મનિષ્ઠ હોય છે. તેમ કેવળ શ્રોત્રિય જ હોય તો તે ઉપદેશ તો કરી શકે છે, પરન્તુ બ્રહ્મનિષ્ઠ નહિ હોવાને લીધે શિષ્યની બ્રહ્મમાં શ્રદ્ધા થતી નથી. તેથી જ બ્રહ્મનિષ્ઠ અને શ્રોત્રિય એવાં બે વિશેષણો ગુરુને વાસ્તે આપ્યાં છે, તેમ જ સામવેદીય છાન્દોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકના ૧૪માં ખંડમાં કહ્યું છે કે '**આચાર્યવાન્ પુરુષો વેદ**' આચાર્ય (ગુરુ)વાળો પુરુષ (બ્રહ્મસ્વરૂપને) જાણે છે.

અને શ્રીમહાપ્રભુજી પણ પોતાના શુદ્ધ વૈદિક સંપ્રદાયના (પુષ્ટિમાર્ગ) ગુરુના લક્ષણો શાસ્ત્રોમાં નીચે પ્રમાણે કહ્યાં છે. તત્ત્વદીપનિબંધના સર્વનિર્ણય પ્રકરણમાં ગુરુનાં લક્ષણો વિષે શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે :

**કૃષ્ણસેવાપર વીક્ષ્ય દંભાદિરહિતં નરમ્ ।**

**શ્રીભાગવતતત્ત્વજ્ઞં ભજેજ્જિજ્ઞાસુરાદરાત્ ।।**

શ્રીકૃષ્ણની સેવામાં પરાયણ, દંભાદિ ગુણોથી રહિત, નર અને શ્રીમદ્ ભાગવતનાં તત્ત્વને જાણનાર ગુરુને જોઈને ધર્મના સ્વરૂપની જીજ્ઞાસા રાખનાર મનુષ્ય આદરથી સેવન કરે છે. તેમજ અન્યત્ર પણ સારસંગ્રહ, ભાગવતત્ત્વવિવેક વિગેરેમાં કહ્યું છે કે :-

**આચાર્યં સંશ્રયેત્પૂર્વમનવદ્યં વૈષ્ણવમ્ દ્વિજમ્ ।**

**શુદ્ધસત્ત્વગુણોપેતં ન વૈંયાકર્મકારકમ્ ।।**

દોષરહિત, વૈષ્ણવ, બ્રાહ્મણ, શુદ્ધ સત્ત્વગુણથી યુક્ત નિત્યનવીન (પ્રત્યહ પ્રભુમાં પ્રીતિપૂર્વક ઉત્સાહથી) સેવાનાં કાર્યો કરનાર આચાર્યોનો આશ્રય કરવો એ આપણું (મનુષ્યોનું) મુખ્ય કર્તવ્ય છે, અને તે દ્વારા જ

ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ કરી શકે છે. એવા આપણા શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીમાં આ સર્વ પ્રાપ્ત થાય છે. આપશ્રીના દર્શન કરતાં સર્વ ભારતીય તત્ત્વદર્શનના દર્શન પ્રાપ્ત થાય છે, અને સદાય પોતાના સેવકનોને પોતાની અલૌકિક સુધાનું દર્શન અર્થાત્ રસપાન કરાવી તેમને ભાગ્યશાળી બનાવે છે.

સાથેજ આવા ભાગ્યશાળી સેવકોને સન્માર્ગ દેખાડી સાચા પુષ્ટિભક્ત બનવા પ્રોત્સાહન અને પ્રેરણા શ્રીગુરુદેવ દ્વારા પ્રાપ્ત થાય છે. આવા પૂજ્યચરણ શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીને (અમે-આપણે) નમન કરીએ છીએ.

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## ભક્તિની ઉત્તમતા

**(લેખક : શ્રીયુત્ શાસ્ત્રીજી મૂળશંકર રામજી જાની)**

..ગતાંકથી આગળ

**વિષ્ણુમિત્ર** : સુધાસાગર સરોવર, કોકિલાના સ્વર અને પુષ્પના પરાગથી મને જે આનન્દાનુભવ થયો, તે મેં તને કહ્યોં એટલે તેં તો તેને ભ્રાંતિ જાણી. તું પોતે એક જ ચૈતન્યજ્ઞાન વ્યાપી રહેલું કહે તેમાં વળી ભ્રાંતિ ક્યાંથી પેઠી ? આ તો તારા કથનનું તુ પોતે ખંડન કરતો હોય તેવું જણાય છે. વસ્તુસ્થિતિ એવી છે કે સરોવર આદિ સર્વ પરમાત્માનું ઉપજાવેલું કાર્ય છે માટે તે પરમાત્મમય છે.

ભિન્ન પણ નથી અને ભ્રાંતિ પણ નથી. વેદમાં કહેલું છે કે **સ એક્ષત એકોહં બહુ સ્યામ્**, તે પરમાત્માએ ઈચ્છા કરીને હું એક જ સરોવરાદિ બહુરૂપવાળો થાઉં છું. એ જ પરમાત્મા ગીતામાં પણ ગાયા કરે છે કે **અહં સર્વસ્વ પ્રભવો મત્તઃ સર્વં પ્રવર્તતે**, હું સર્વનો ઉત્પાદક છું અને મારાથી સર્વ પ્રવર્તે છે. શ્રીશુક્રાચાર્યજીનો પણ એવો જ સિદ્ધાંત છે કે **સરિત્સમુદ્રાંશ્ચ હરેઃ શરીરં યત્કિંચ ભૂતં પ્રણભેદનન્યઃ**, સરિતા, સમુદ્ર, સરોવરાદિ સર્વને શ્રીહરિનું સ્વરૂપ સમજી અનન્ય ભાવથી પ્રણામ કરવા.

જો તું વેદશાસ્ત્રને પ્રમાણ માનતો હોઉં તો આજ પછી કદી પણ વિશ્વાત્માના શરીરરૂપ આ વિશ્વને ભ્રાન્તિમય જાણીશ નહિ. **વાસુદેવઃ સર્વમિતિ સ મહાત્મા સદુર્લભઃ**, સર્વશબ્દવાચ્ય આ વિશ્વ વાસુદેવરૂપ (શ્રીકૃષ્ણમય) છે. એમ જાણનાર મહાત્મા અતિદુર્લભ છે. સુંદર સરોવર, કોકિલાના કંઠનાદ અને વિકાસ પામતાં પુષ્ટોના તિરસ્કાર કરી કાઢી નાખવા જેવી નથી. વૈરાગ્યવૃત્તિનો વિચ્છેદ કરનારા પણ નથી.





નવરસરસિકશિરોમણિ શ્રીહરિના સ્વરૂપમાં રહેલા અદ્ભૂતપણાને પ્રકટ કરનારા છે. વાસુદેવાત્મક હોવાથી તેનું માહાત્મ્ય દર્શાવનારા છે. પરમાત્માનું માહાત્મ્ય જાણવું તેનું નામ જ્ઞાન કહેવાય છે. તે જ્ઞાન શુષ્ક-શૂન્યપ્રાય નહિ પણ રસીલું, સર્વોપકારક અને સર્વત્ર સમદષ્ટિવાળું હોવું જોઇએ.

**માહાત્મ્યજ્ઞાનપૂર્વસ્તુ સુદૃઢઃ સર્વતોડધિકઃ।**

**સ્નેહોભક્તિરિતિ પ્રોક્તસ્તયા મુક્તિર્ન ચ અન્યથા ।।**

માહાત્મ્યજ્ઞાનસહિત સુદૃઢ અને સર્વથી અધિક સ્નેહ, શ્રીહરિના સ્વરૂપમાં જોડાય તેનું નામ ભક્તિ કહી છે. તેવી ભક્તિથી જ મુક્તિ મળે છે. બીજે કોઇ પ્રકારે નહિ. તેં નામ-રૂપાત્મક દશ્ય પદાર્થોનું મિથ્યાત્વ કહ્યું તે પણ સંભવતું નથી. નામરૂપાત્મક સઘળા દશ્ય પદાર્થોને વાસુદેવાત્મક જાણવામાં આવે, તો પછી તે મિથ્યાત્વ અને ભ્રાન્તિત્વ જેવું કશું રહે નહિ. દશ્યને જો મિથ્યા કહીશ, તો ધ્રુવ-પ્રલ્હાદ-નાદર આદિ ભક્તોને જે ભગવત્ સ્વરૂપનાં દર્શન થયાં-સાક્ષાત્કાર થયો તે પણ મિથ્યા ગણાશે.

વેદશાસ્ત્રના ઉપદેશની મર્યાદા રહેશે નહિ અને તારૂં ચૈતન્યજ્ઞાન પણ નામાત્મકશબ્દાત્મક શાસ્ત્રવડે પ્રતિપાદિત હોવાથી મિથ્યા ઠરશે. ઉપદેષ્ટા ગુરુના સ્વરૂપમાં અને નામાત્મક-શબ્દાત્મક તેના ઉપદેશમાં મિથ્યાત્વબુદ્ધિ થતાં મોક્ષમાર્ગનો પ્રત્યક્ષ વિઘાત થવાનો અવસર આવી લાગશે. આટલા માટે વિશ્વનિયંતા પરમેશ્વરની સત્યતા સાથે તેના રચેલા કાર્યની પણ સત્યતા સ્વીકારવી, એવો ભક્તિમાર્ગનો શુદ્ધ સિદ્ધાન્ત છે.

નામરૂપની નિત્યતા છતાં કયું નામ અને કયું રૂપ કયે સમયે આપણા સરખાને ઇન્દ્રિયગોચર કરી દેખાડવું, એ યંત્ર તો પરમેશ્વરે પોતાના સ્વાધીનમાં રાખેલું છે. તે જ્યારે અમુક વસ્તુને દશ્ય સ્થિતિમાં લાવે, ત્યારે તે વસ્તુનો કલ્પિત અસત્ય નથી. શ્રૌત-વેદસિદ્ધ અને સત્ય છે. પરબ્રહ્મ-પુરુષોત્તમ અવસ્તુ નહિ પણ ઉત્તમોત્તમ વસ્તુ છે. અવસ્તુનું અસ્તિત્વ જ હોય નહિ. પરમાત્મા વસ્તુરૂપ છતાં સુવર્ણત્વની પેઠે નિર્વિકાર છે. સુવર્ણ ભલે કટકાકાર કે કુંડલાકાર કે અનેકાકારનું થાય, તો પણ તેમાં સુવર્ણત્વ તો તેવું ને તેવું સિદ્ધ રહે છે.

પરમાત્મા નિર્ધર્મક છે, એટલે તે પ્રાકૃતધર્મરહિત છે. નિરાકાર છે એટલે આપણા સરખાં આકારના નહિ, પણ દિવ્ય અને ઐચ્છિક આકારવાળા છે. દિવ્ય ઐચ્છિક આકારનું શ્રીહરિનું સ્વરૂપ ચર્મચક્ષુથી અર્જુન જોઇ શક્યો નહિ, તેથી ભક્તિમાન્ અર્જુન પર અનુગ્રહ કરી **દિવ્યં દદામિ તે ચક્ષુઃ**, દિવ્ય આપી તેને તે સ્વરૂપનાં દર્શન કરાવ્યા એ વાત શ્રીગીતામાં સ્પષ્ટ છે.

(...ક્રમશઃ)

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૯. શ્રાવણ ૧૯૭૪માંથી સાભાર ।।*

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીહરિરાય વાઙ્મુક્તાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### બ્રહ્મસમ્બન્ધ સંસ્કાર

(પ્રભુને નિવેદન કર્યા પછી તે પદાર્થ પોતાના ઉપોગમાં લેવાથી કોઇ પણ પ્રકારે વાંધો નથી, એનું કારણ બતાવે છે :-)

निवेदितपदार्थानां ग्रहणं मार्गभेदतः ।

पूजामार्गनिषेधानामत्रानवसरो मतः ।। ३५ ।।

પ્રભુને નિવેદન કરેલા પદાર્થોનું ગ્રહણ કરવું, કારણકે આ સેવામાર્ગ પૂજામાર્ગથી જુદો છે. સેવામાર્ગમાં પરાત્પર પૂર્ણ પુરુષોત્તમની સેવા છે, માટે નિવેદન કરેલા પદાર્થો પોતાના ઉપયોગમાં લઇ શકાય છે. પૂજામાર્ગમાં એ પુરૂષોત્તમના અંશની, અવતારોની, કલાઓની પૂજા કરવામાં આવે છે, માટે એમાં નૈવેદ્ય લઇ શકાતું નથી. સેવામાર્ગ અને પૂજામાર્ગ એવી રીતે જુદા હોવાથી પૂજામાર્ગની રીતિ સેવામાર્ગમાં આવી શકે નહિ. દા.ત.પૂજામાર્ગમાં એવું લખ્યું છે કે :- મારી પાસે ધરેલા દીવાનો ઉપયોગ બીજા કાર્યમાં કરવો નહિ, એમ ભગવાન શ્રીભાગવતમાં આજ્ઞા કરે છે, તો એ આજ્ઞા પૂજામાર્ગ માટેની છે.

પણ એ સેવામાર્ગમાં લાગુ પડે નહિ. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે :- નિવેદન કર્યા પછી એ ઉપયોગમાં ન લેવું એમ જે કહ્યું છે તે પૂજામાર્ગ માટે છે, એમ સમજવું. સેવામાર્ગમાં પ્રભુને સર્વ નિવેદન કરવામાં આવે છે. પુત્રાદિ, ગૃહ, પ્રાણ વગેરે બધું પ્રભુને નિવેદવું. વળી જે આ લોકમાં બહુ જ ઈષ્ટ હોય, પોતાને અત્યન્ત પ્રિય હોય, તે સર્વ પ્રભુને અર્પણ કરવું. વગેરે વાક્યોથી સર્વ સમર્પણ કર્યા પછી પોતાના ઉપયોગમાં એ લઇ શકાય છે. માટે સેવામાર્ગમાં પૂજામાર્ગની રૂઢી સ્વીકારાતી નથી. ૩૫

(સામાન્ય રીતે પ્રભુને સમર્પ્યા પછી એ પાછું લેવાનું નથી હોતું. દા.ત. એક મંદિર બાંધી, એમાં દેવની પ્રતિષ્ઠા કરી; પછી એ મંદિરનો ઘર તરીકે ઉપયોગ ન કરી શકાય. સામાન્ય પરિસ્થિતિ આવી છે. છતાંયે આપના માર્ગમાં સમર્પિત વસ્તુ પણ લેવાય છે એનું કારણ એ છે કે આપણો માર્ગ બીજા માર્ગ કરતાં જુદો છે. જ્યાં પ્રભુને સમર્પ્યા પછી નથી લઇ શકાતું તે મર્યાદામાર્ગ અથવા પૂજામાર્ગ; અને જ્યાં સમર્પ્યા પછી જ લઇ શકાય તે પુષ્ટિમાર્ગ અથવા સેવામાર્ગ. ટૂંકમાં, પૂજામાર્ગના નિયમ સેવામાર્ગને લાગુ પડતાં નથી.)

एवं जन्मावधि नृणां भावनातो भविष्यति ।

सर्वत्र ब्रह्मसम्बन्धो गङ्गातोऽन्यजलेष्विव ।। ३६ ।।





જન્મપર્યન્ત એવી ભાવના થવાથી મનુષ્યોને સર્વ સ્થળે બ્રહ્મસમ્બન્ધ થશે. જેમ શ્રીગંગાજીથી બીજા જલમાંના દોષો દૂર થાય છે; અર્થાત્ જે જલ ગંગારૂપ થાય છે; તેમ ઉપર કહ્યાં પ્રમાણેની ભાવના કર્યાથી મનુષ્યોને સર્વ સ્થલે બ્રહ્મનો સંબંધ થશે, એટલે નિર્દોષપણું પ્રાપ્ત થશે; સર્વ રીતે એ દોષરહિત બનશે. ૩૬

चिन्ता निवेदिभिनैव नवरत्ने निरूपिताः ।

तत एवावगत्येह कार्या इति विनिश्चयः ।। ३७ ।।

નવરત્ન ગ્રંથમાં જેવા જેવા પ્રકારની ચિન્તાઓ શ્રીમહાપ્રભુજીએ નિરૂપણ કરેલી છે તે નવરત્ન ગ્રંથથી સમજીને કદાપિએ ચિન્તાઓ વૈષ્ણવોએ કરવી નહિ, એવો નિશ્ચય છે. જે જે ચિન્તાઓ થાય તે ન કરવી. ૩૭

ततो हि जातसंस्कारः सर्वचिन्ताविवर्जितः ।

साक्षिवत् तत्कृतिं पश्यनं सुखं सेवापरो भवेत् ।। ३८ ।।

એ પ્રમાણે બ્રહ્મસમ્બન્ધરૂપ સંસ્કાર થયા પછી સર્વ ચિન્તાઓથી રહિત થઈને સાક્ષીની પેઠે ભગવાનની કૃતિને જોતાં જોતાં સુખેથી સેવામાં તત્પર થવું.૩૮

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

અનુગ્રહનો શબ્દાર્થ છે અનુ - ગ્રહ એટલે કે મુક્તિ આપનાર અન્તરગત ગ્રહણ-સ્વીકાર કરવો તે. જેનું તાત્પર્ય છે આદ્યોપાંત સુદૃઢ અંગીકાર. અનુગ્રહ લોક સિદ્ધ છે. લોકમાં પણ આવા પ્રકારનો અનુગ્રહ જોવાય છે. શ્રીમહાપ્રભુજીએ નિબંધમાં ભગવદ્ અનુગ્રહનું સ્વરૂપ આ રીતે બતાવ્યું છે. પુષ્ટિઃ કાલાદિ બાધિકા, કાલાદિ નિવર્તકો અનુગ્રહાપરનામા, વિર્ય વિશેષરૂપો ભગવદ્ ધર્મઃ.

**પોષણં તદનુગ્રહ,** આ ભગવદ્ વાક્યાનુસાર ભગવાનનું પોષણ એવં પુષ્ટિ જ અનુગ્રહ છે. આ અનુગ્રહ કાલ, કર્મ કે સ્વભાવથી બંધાયેલો નથિ, પરંતુ તેનો નિવર્તક છે. ભગવાનનો આ વિશેષ વીર્યરૂપ ધર્મ છે. (ષડ્ વિધ ધર્મો પૈકી બીજો ધર્મ) ભગવાન નિત્ય છે તેથી આ ધર્મ પણ નિત્ય જ છે. જેવી રીતે સૂર્ય ધર્મી અને તેનો પ્રકાશ ધર્મરૂપ છે. આ ધર્મ એટલો બલવાન છે કે તે જ કાલ, કર્મ અને સ્વભાવ ત્રણેય અજેય તત્ત્વો પર વિજય પ્રાપ્ત કરી લે છે.

જેના ઉપર ભગવાનનો આવો અનુગ્રહ થાય છે તેને કાલ, કર્મ અને સ્વભાવ બાધા કરી શક્તા નથી. ભગવાનની ભક્તિમાં આ ત્રણ તત્ત્વ બાધક છે. ભગવાનના અનુગ્રહ થવા પર આ બધાંજ અનુકૂળ થઇ જાય છે.

અનુગ્રહ વિવિધ અવસ્થાઓમાં ષટ્ સ્વરૂપ સમ્પન્ન હોય છે. તેના ષટ્ સ્વરૂપ આ પ્રકારે છે. ૧.રક્ષા, ૨.કૃપા, ૩.પ્રવેશ, ૪.અભિવૃદ્ધિ, ૫.સ્થિતિ, અને ૬.આશ્રય, આનો પરિચય આ પ્રકારે થાય છે.

૧. રક્ષા :- પુષ્ટિ ભગવાન ભક્તોની અલૌકિક રીતે રક્ષા કરે છે. આ ભગવાનનો અનુગ્રહ જ છે. ભગવાનની ભક્તિ ઉપર દૃષ્ટિ પડે-તો તે અભય/નિર્ભય બનતાં આ રક્ષા છે.

૨. કૃપા :- પુષ્ટિ આ પ્રભુની પ્રમુખ બાર શક્તિઓમાંની એક છે. જેમાં આ શક્તિ પ્રવેશ કરે છે તે પુષ્ટ થઇ જાય છે. આ કાલ, કર્મ અને સ્વભાવનું પણ ઉલ્લંઘન કરી શકે છે. શ્રીઆચાર્યજી શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરી રહ્યાં છે, પુષ્ટિનામ યથા સર્વે પુષ્ટા ભવન્તિ, સા યત્ર ન પ્રવિશતિ તે બૃહદ્ હારા અપિ ન પુષ્ટા ભવન્તિ (પુષ્ટિ કાલાદિ બાધિકા) ૧૦.૩૬.૫૫)

૩. પ્રવેશ :- કાર્યની સિદ્ધિ માટે ભગવાનનો જગદ્વર્તી પદાર્થોમાં પ્રવેશ થવો તે પુષ્ટિ છે. શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરી રહ્યાં છે કે પુષ્ટિઃ કાર્યસિદ્ધિર્થ સર્વસામર્થ્યસ્ય તત્ર પ્રવેશઃ (તૃતીય સ્કન્ધ શ્રીસુબોધિનીજી - પુરુષોત્તમ આવિર્ભાવરૂપ)

૪. અભિવૃદ્ધિ :- સ્થિત પદાર્થોની અભિવૃદ્ધિ પણ પુષ્ટિ છે. આચાર્યચરણ આજ્ઞા કરી રહ્યાં છે સ્થિતાનામભિવૃદ્ધિઃ શ્રીમદ્ ભાગવત દ્વિતીય સ્કન્ધ

૫. સ્થિતિ :- આમા પોષણ, ઉતિ અને મન્વન્તર આ પ્રકારની શ્રીમદ્ ભાગવતની ત્રણલીલાઓનો સમાવેશ છે. આનું તાત્પર્ય એ છે કે સર્વ, વિસર્ગ અને સ્થાન આ ત્રણેય લીલા ઉત્પત્તિ રૂપ છે. પોષણ, ઉતિ અને મન્વન્તર આ ત્રણ સ્થિતિ રૂપ છે અને બાકીની ત્રણ નિરોધરૂપ છે(શ્રીસુબોધિની).

૬. આશ્રય :- આશ્રય તો સ્વયં ભગવાન કૃષ્ણ જ છે. અને તેમની આશ્રયલીલારૂપ આ અનુગ્રહ-આશ્રય છે. (પ્રકાશ ૮૪ વૈ.વા.)

આ પ્રકારે શ્રીઆચાર્યચરણ આજ્ઞા કરી રહ્યાં છે.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ







# પુષ્ટિશિખર

## ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

પ્રાકૃત વિષયમાં દેશ, કાળ, લોક, વેદની ભીતિ રહે છે. અપ્રાકૃત ભગવાનના શ્રૃંગાર રસનું પાન કરનાર વિરલ રસિકને કોઇ પણ પ્રકારનોભય હોતો નથી. **सर्वेषु लोकेषु कामचारी भवति, आनन्दो ब्राह्मणो विद्वान् न बिभेति कुतश्चन** વગેરે શ્રુતિઓ બધી રીતે આ વાતનું નિરુપણ કરે છે. તૈતરીયોપનિષદ્ ૨.૯નો આ પ્રસંગ છે, જ્યાં માણસ બ્રહ્મનો આનંદ જાણે છે તે કોઇનાથી બીતો નથી, એવી આજ્ઞા પ્રાપ્ત થાય છે. **तानहं द्विषत:** એ ગીતા વાક્ય છે જ્યાં દ્વેષી, ક્રૂર, મનુષ્યોમાં અધમ તથા અશુભ કર્મ કરનારા માણસોને હંમેશાં આસુરી યોનિમાં જ હું નાખું છું. એવા આસુરી પ્રાવાહિક વિષયીને નરકરૂપ અધમમાં અધમ ગતિ પ્રાપ્ત થાય છે, એમ પ્રતિપાદન કર્યું છે.

રસાત્મક પ્રભુના અલૌકિક શ્રૃંગારરસના ઉપભોગથી સઘળી લૌકિક વિષયવાસના નિવૃત્ત પામી જાય છે, લીલાત્મક સ્વરૂપાનન્દ પ્રાપ્ત થાય છે. **रसो वै स: रसं हि एव अयं लब्ध्वा आनन्दी भवति** કહે છે કે પરમાત્મા ખરેખર રસરૂપ છે. અને રસરૂપ પરમાત્માને પ્રાપ્ત કરીને જીવાત્મા આનન્દી થાય છે, એ તૈતરીયોપનિષદ્ શ્રુતિ ભગવાનનું રસાત્મકપણું પ્રતિપાદન કરે છે અને એ જ રસની પ્રાપ્તિથી જીવ આનન્દપૂર્ણ થાય છે, એમ સ્પષ્ટ આજ્ઞા કરે છે.

આ પ્રમાણે શ્રુતિ ઉત્તમમાં ઉત્તમ ફલનું કથન કરી રહી છે. પ્રાવાહિક જીવની ઇચ્છા માત્રથી જ ફળ પ્રાપ્ત થાય છે; જ્યારે રસમગ્ન પુષ્ટ જીવને સાક્ષાત્ રસરૂપ શ્રીઅંગમાંથી બધાં ફળ પ્રાપ્ત થાય છે માટે જ **प्रवहेऽपि समागत्य पुष्टिस्थस्तैर्न युज्यते** પુષ્ટિજીવ પ્રવાહમાં આવીને પણ પેલા વિષયી પ્રાવાહિક આસુર જીવ સાથે સંસર્ગ જ રાખતો નથી એવો મહાન ભેદ છે.

આમ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ પ્રાચીન વૈષ્ણવ માર્ગને વિષયાત્મક બનાવ્યો નથી, પણ રસાત્મક અને ભાવપ્રચુર કર્યો છે. આપશ્રીએ પ્રાચીન વૈષ્ણવ માર્ગમાંથી વિષયપણાનો સ્પર્શ-માત્રનો સંપૂર્ણ નાશ કરી શુદ્ધ ઉત્તમમાં ઉત્તમ રસાત્મક ઉત્કટ ઉર્મિભાવ આપી પુષ્ટિમાર્ગની રસપ્રમાણ ઉત્તમતા પ્રસિદ્ધ કરી છે. પ્રાવાહિક પ્રાકૃત માર્ગના જીવ, દેહ, કૃતિ, ફલ, બધાંથી પોતાના માર્ગમાં, પુષ્ટિમાર્ગમાં, મોટી વિલક્ષણતા પ્રતિપાદન કરી ઉજ્જવલ યશનો વિસ્તાર શ્રીમદાચાર્યવર્યે કર્યો છે. રસાત્મક લીલા પ્રકટ કરે છે તો પણ શ્રીમદાચાર્યચરણ **धर्मसेतू**નાં **वक्ता कर्ता** અને **अभिरक्षिता** છે એ જ નિ:સીમ માહાત્મ્ય છે.

આ પ્રમાણે આસુર વિષયી સૃષ્ટિથી પુષ્ટિમાર્ગનો ભેદ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યો. હવે દૈવી મર્યાદામાર્ગથી દૈવશિરોમણિ પુષ્ટિમાર્ગનું વૈલક્ષણ્ય બતાવવામાં આવે છે. માર્યાદિક, વૈદિક, માર્ગ બ્રહ્મની વાણીમાંથી

પ્રકટ થયો છે; જ્યારે પુષ્ટિમાર્ગ સાક્ષાત્ શ્રીઅંગમાંથી પ્રકટ થયો છે. મર્યાદામાર્ગમાં વેદે કહેલું ફળ છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં શ્રીઅંગમાંથી ફળની પ્રાપ્ત થાય છે. મર્યાદામાર્ગમાં વેદ વગેરે શબ્દ ફલ પ્રાપ્તિમાં પ્રમાણ છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં ભગવાન્ અથવા તેમણે કરેલો વેણુનાદ શબ્દ પ્રમાણ છે.

મર્યાદામાર્ગમાં બ્રહ્મ પ્રમેય છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં रसो वै सः, यः सर्वत्र, सर्वकामः, सर्वरसः વગેરે શ્રુતિઓએ પ્રતિપાદન કરેલા રસરૂપ પુષ્ટ પુરુષોત્તમ પ્રમેય છે. મર્યાદામાર્ગમાં જ્ઞાન અને ભક્તિ સાધન છે. જ્યારે પુષ્ટિમાં વિપ્રયોગ, વિયોગ, રસાત્મક સર્વાત્મભાવનું દાન સાધન છે. મર્યાદામાં સાયુજ્ય ફલ છે, જ્યારે પુષ્ટિમાં સાક્ષાત્ ભગવાનના અધરામૃતનું ફલ છે.

મર્યાદામાર્ગના સંન્યાસમાં વૈરાગ્યથી અધિકાર થાય છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં કૃષ્ણની સેવા વડે સંસદ્ધિ વિપ્રયોગાત્મક સ્વરૂપ વિષે સેવાત્મક અનુરાગ એ સંન્યાસનું સાધન છે. મર્યાદામાર્ગના સંન્યાસમાં શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવાનું હોય છે; અને ચિત્તને અસ્વાસ્થ્ય, વિકલત્વ થઈ જાય માટે એક ઠેકાણે રહેવાની વાત પણ તે સંન્યાસમાં નથી, જ્યારે પુષ્ટિમાર્ગમાં શ્રવણાદિનો પણ નિષેધ છે, અપ્રાકૃત વિકલત્વ અને અસ્વાસ્થ્ય તેમજ પુષ્ટિમાર્ગનો સહજ સ્વભાવ છે, એટલે એક જ સ્થાને રહેવાનું હોય છે.

મર્યાદામાર્ગના સંન્યાસીને મનના આનન્દ માટે, શાંતિ મેળવવા માટે, પૃથ્વીનું પર્યટન કરવાનું હોય છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં વિશેષ અસ્વાસ્થ્ય ઉપજાવે તેવી પદલીલા વગેરેનાં દર્શન માટે જ ફરવાનું હોય છે. મર્યાદામાર્ગમાં પોતાના દેહની રક્ષા માટે ભિક્ષા માંગવાની છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં વિયોગરૂપી અગ્નિ વડે દેહ પાડવાને માટે જ બધો ઉદ્યમ હોઈ દેહની રક્ષા માટે ભિક્ષા માંગવાની રહેતી જ નથી. મર્યાદામાર્ગમાં શ્રીકૃષ્ણના માયાત્મ્યને પ્રતિપાદન કરનાર વેદાન્તનું શ્રવણ કરવાનું છે, તે વડે સંસારદુ:ખ નાશ પામે છે. અને આત્મસુખ સિદ્ધ થાય છે. જ્યારે પુષ્ટિમાર્ગમાં એવું શ્રવણ નથી. ભગવાનના વિરહની ભાવનામાં તો જ્ઞાન પણ સ્વાસ્થ્યજનક હોવાથી બાધક છે.

મર્યાદામાર્ગમાં સંન્યાસીના કેટલાક ધર્મ નિરૂપણ કરેલાં છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં એવું કાંઈ નથી, સાક્ષાત્ પુષ્ટિમાર્ગના સ્વામી सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज, એમ શ્રીમુખ વડે સર્વધર્મનો ત્યાગ કરવાનું કહે છે. મર્યાદામાર્ગમાં ભગવો વેષ પણ સંન્યાસીનું અંગ છે, જ્યારે પુષ્ટિમાર્ગમાં સંબંધીઓથી બંધમાત્રની નિવૃત્તિને માટે જ વેષ ધારણ કરવામાં આવે છે. મર્યાદામાર્ગમાં મોક્ષની આકાંક્ષા હોય છે; જ્યારે પુષ્ટિમાર્ગમાં મોક્ષની પણ ઈચ્છા નથી, શ્રીહરિની જ વાંછના છે, અને કેટલાક વિયોગીઓને તો તે પણ નથી.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સત્સંગ સુધા

## હરિજનો દુ:ખમાં નિરાશ થતાં નથી

તમે જોયું હશે કે, જે પક્ષી પાળેલાં હોય છે તેની કોઇ કોઇ વખત પાંખો કાપવામાં આવે છે. શા માટે, તેની પાંખો કાપવામાં આવે છે? પક્ષીઓ ઉપરના વેરને લીધે નહિ, પણ તે પક્ષી ઘરમાંથી ઉડી ન જાય માટે તેની પાંખો કાપવામાં આવે છે. એ પક્ષીને દુ:ખ દેવા સારૂ નહિ, પણ તે ધણીને વ્હાલું છે, માટે તેની પાંખો કાપવામાં આવે છે. તેમજ બરોબર યાદ રાખજો કે, જો પ્રભુના વ્હાલા ભક્તો હોય છે, તેનેજ દુ:ખ હોય છે.

ધણીનો પ્રેમ છતાં પણ પક્ષી ઘરમાંથી ઉડી જવા ઇચ્છે છે, તેમ પ્રભુની આપણા ઉપર અનન્ત કૃપા છતાં પણ આપણે તેની કૃપામાંથી નીકળી જવાં ઇચ્છીએ છીએ; પણ દયાળુ પ્રભુ જરબજસ્તીથી આપણને પોતાના ઘરમાં રાખવા ઇચ્છે છે-એટલે સ્વર્ગમાં ને મોક્ષમાં જ રાખવા ઇચ્છે છે. પરંતુ આપણે એવા અભાગિયા છીએ કે, દુનિયાદારીનાં તુચ્છ સુખો સારૂ સ્વર્ગ (શ્રીપ્રભુનું સાન્નિધ્ય) છોડી દેવા તૈયાર થઇ જઇએ છીએ.

તેથી લાચાર થઇને શ્રીપ્રભુ આપણને દુ:ખ આપે છે. એટલે જેમ પાંખ કાપેલું પક્ષી ઘરમાંથી ઊડી જઇ શકે નહિ, તેમજ દુ:ખને લીધે આપણે પણ પ્રભુના રસ્તામાંથી બહાર નીકળી શક્તા નથી; માટે આજથી સમજી રાખજો કે, દુ:ખ એ દુ:ખ નથી, પણ દુ:ખ એ પ્રભુની કૃપા છે, દુ:ખ એ પાપથી બચવાનો ઉપાય છે, દુ:ખ એ સંસારસમુદ્ર તરવાની સલામત મનવાર છે.

# આશ્રયકો પદ

## શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

અબ કીતનીહૈ દેર પ્રભુજી અબ ।
અબ તન મન ધન સબ તેં નીરબલ કહ્યો કર રાખી પેર ।। ૧ ।।
ક્ષમા કરો અપરાધ દાસકોં જૌ કછુ કબહી વૈર ।।
દીન હીન મોઇ જાન ગોકુલપતિ સુનીયે મેરી ટેર ।।
વિઠ્ઠલ ઉપર કરુણા કીજે માયા દેઉ નીવેર ।। ૨ ।।

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# ।। શ્રીગોકુલનાથ કી જય ।।

***Jai Jai ShriGokulesh to all. If any question, queries, doubts, suggestions regarding to any of the topic prevailing placed in this magazine are always welcome. You may contact us via the email : pathshala@email.com .***

*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## આચાર્ય પરિચય

### -: પ્રથમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગિરિધરજી :-

### (સં.૧૫૯૭)

શ્રીગુસાંઈજીના પ્રથમ આત્મજ **શ્રીગિરિધરજી**, જેમને ઘરમાં સૌ **ગોવર્ધન** કહીને સંબોધતા કારણકે ગો એટલે ઈન્દ્રિયોને વર્ધન એટલે વધારનાર એટલે ભક્તોની ઈન્દ્રિયોને ભગવદ્રસનું પાન કરાવીને અલૌકિક આનન્દમાં તરબોળ કરનાર આ સ્વરૂપ છે માટે **ગોવર્ધન** કહે છે. આપશ્રીનું પ્રાકટ્ય સંવત ૧૫૯૭ કારતક સુદિ-૧૨ના રોજ થયું હતું. આપશ્રીના વહુજી **શ્રીભામીનીજી** હતાં. **શ્રીગિરિધરજી** એ **ધર્મી** સ્વરૂપ છે.



**શ્રીગિરિધર** નરભૂષણ, ભ્રાત સકલ ધુરિધાર રે રસના;
વક્તા વેદ-શાસ્ત્ર તણા, **શ્રીભામિનીજી** ભરથાર રે રસના ।। ૫ ।।

(ગોપાલદાસજી વલ્લભાખ્યાન)

પ્રથમ પુત્ર પ્રકટે **શ્રીગિરિધર**, ષટ્ગુણ **ધર્મી** ધર્મધુરંધર ।।

(શ્રીદ્વારકેશજી કૃત મૂલપુરુષ)

### -: પંચમ શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીરઘુનાથજી :-

### (સં.૧૬૧૧)

શ્રીગુસાંઈજીના પંચમ આત્મજ **શ્રીરઘુનાથજી**, જેમને ઘરમાં સૌ **રામચન્દ્ર** કહીને સંબોધતા આ સ્વરૂપતે સાક્ષાત્ શ્રીરામચન્દ્રજીનું પ્રાકટ્ય. શ્રીમહાપ્રભુજીને પરિક્રમામાં શ્રીરામચન્દ્રજીએ દર્શન દઈ પોતાને પ્રકટ થવાની વાત કહી હતી. સાક્ષાત્ શ્રીરામચન્દ્રજીનુંજ પ્રાકટ્ય આ સ્વરૂપ હોવાથી ભક્તકવી શ્રીતુલસીદાસજીને પણ સાક્ષાત્ શ્રીરામચન્દ્રજીના સ્વરૂપેજ દર્શન થયાં હતાં. આથી આપશ્રીને રામચન્દ્રના નામે બોલાવતા. જેવાં શ્રીરામચન્દ્રજીના ભાર્યા શ્રીજાનકીજી, તેવા શ્રીરઘુનાથજીના વહુજી શ્રીજાનકીજી. આપશ્રીનું પ્રાકટ્ય સંવત. ૧૬૧૧ કારતક સુદિ ૧૨ના રોજ થયું હતું. આપશ્રીના વહુજી **શ્રીજાનકીજી** હતાં. **શ્રીરઘુનાથજી** **શ્રી** સ્વરૂપ છે.







**શ્રીરઘુપતિ** અતિ ગજગતિ, રતિ-પતિ કરું બલિહાર રે રસના;

**શ્રીજાનકી** જીવન એ સદા, મધ્ય મણિ રત્નમય હાર રે રસના ।। ૯ ।।

(ગોપાલદાસજી વલ્લભાખ્યાન)

સોરહ સે ગ્યારહ કાર્તિક સિત, અર્ક બુધ **રઘુનાથ શ્રી**સહિત

(શ્રીદ્વારકેશજી કૃત મૂલપુરુષ)

## -: દ્વિતીય શ્રીવિઠ્ઠલરાજકુમાર શ્રીગોવિન્દજી :-

(સં. ૧૫૯૯)

શ્રીગુસાંઇજીના દ્વિતિય આત્મજ **શ્રીગોવિન્દજી**, જેમને ઘરમાં સૌ **રાજાજી** કહીને સંબોધતા તે સ્વરૂપે શ્રીપ્રભુએ ઈન્દ્રને અભયદાન આપ્યું માટે તેઓ ઈન્દ્રના પણ ઈન્દ્ર છે, આથી આ સ્વરૂપને રાજેન્દ્ર એટલે ઈન્દ્રના રાજા, એ નામથી રાજાજી કહે છે. આપશ્રીનું પ્રાકટ્ય સંવત. ૧૫૯૯ કારતક વદિ ૮ના રોજ થયું હતું. આપશ્રીના વહુજી **શ્રીરાનીજી** હતાં. શ્રીગોવિન્દજી **ઐશ્વર્ય** સ્વરૂપ છે.



**શ્રીગોવિન્દજી** આનન્દ મય, ધર્મ સકલનું ધામ રે રસના;

**શ્રીરાણીજી** રંજન રૂડલા, ભક્ત સકલ વિશ્રામ રે રસના ।। ૬ ।।

(ગોપાલદાસજી વલ્લભાખ્યાન)

ધુરંધર **ઐશ્વર્ય શ્રીગોવિન્દ**, પંચદશ નિન્યાનવેં,

(શ્રીદ્વારકેશજી કૃત મૂલપુરુષ)





|| ShriGokulesho Jayati ||

# Shrimad Vallabhacharyaji

(Expression by Prof. Jethalal G Shah)

...continued

**ShriVallabhacharya's next destination** continues: - After preaching his sermon, He resumed His journey to Rameshwaram, Dhanush-Kodi, Tanrapansa, ShriVaikuntha Kshetra and to Agala, the place associated with ShriRamanujacharya. Here Janaswami, the then religious head of the ShriRamanuja sect, gave Him a warm reception and at His request ShriVallabhacharyaji addressed the audience mainly composed of the followers of ShriRamanujacharya, on the nature of the soul according to Brahmavada.

In the course of His talk, He criticized the Mayavadin's Reflection theory and the Superimposition theory. He also made it clear that, although ShriShankaracharyaji's theory was not acceptable, being contrary to the view of Badrayana, Ramanuja's theory that the soul is an attribute of Brahman, was also not acceptable. He stated however that ShriRamanuja and He agreed that the soul is real because it is representative of God's conscious aspect. The souls are the doers and enjoyers of fruits of action. ShriVallabhacharya made a good impression on Janaswami.

After few days' sojourn, He took His way to Kanyakumbha and then to Sundarsara and Padma Tirtha where He was personally requested by the King of the place to grace his palace by His presence because he said, the queen was possessed of an evil spirit which was to be driven out by the Aacharya. Accordingly ShriVallabhacharya visited the palace with some of His disciples. He asked one of them, Damodardasa, to give the queen the sacred earth of Vraja (Charnamrut), mixed with water and requested the king to make her drink the cup of water mixed with sacred earth and to have faith that the spirit would leave her.

The queen was made to drink it and immediately the evil spirit left her. The king was overjoyed. He acknowledge his debt of gratitude to the Aacharya, made presents of gold and silver to Him which, ofcourse, the Aacharya politely declined. Departing from the place the Aacharya admonished the king on his duties and exhorted him to have faith in God. He explained that faith in God is protection against evil spirits. Evil spirits have power only on irreligious and evil-minded men. Evil spirits are, really, only mental images which originate in deranged mental conditions. There can be no evil sprits in healthy-minded devotees of God. Exhorting the king thus, He gave His blessings to the Royal family for their faith in devotion and God's grace.

The Janardana Kshetra was his next place of visit. After a few week's stay here, he ascended Mount Malayachala and spent a few days at Kaundikunja-Ashrama where He gave a discourse on the amphorism of Shandilya on devotion. Shandilya says that devotion is the only means of Gods-realisation but this devotion is not of the nine-fold kind (navadha) but it is love-type. It is constant love for God which should spontaneously flow from the heart. It is not a means to end but in itself. The Gopis of Gokula and the Sage Kaundiya experienced this kind of free self-less and supreme love for God. They should therefore be considered as the Gurus of the path of devotion and their love an ideal by the devotees.





Then ShriVallabhacharya proceeded to Mahispura where He admonished the king of the place regarding his duties and visited SriRangapattam and Subhramaya Kshetra. At the latter place He preached a sermon on the importance of the Bhagavata as a work of knowledge. He said that the Bhagavata is a work meant for all kinds of people, the rich and the por, the high and the low. The Vedas, he opined, are intended onl for the high-born castes but the Bhagavata is for all. Even the Shudras who are generally considered unfit for the knowledge of the Vedas are fit for the knowledge of the Bhagavata. It is like the Gita, the universal book, with its emphasis on the doctrine of devotion. In this Kali Age when all other means lose their force, Devotion remains as the only means of obtaining the Grace of God.

He next visited Udupi, the birth place of ShriMadhavacharyaji and Gokarna. During His sojorn to Gokarna, a messanger from the King of Vijayanagara brought Him an invitation, to visit once again the famous city since the Royal family and the citizens were anxious to see Him. He compliance with it, ShriVallabhacharya set out for Vijayanagara. On the way He halted at Chandragiri where He gave His darshana (holy sight) to many. He gave them also a discourse on the single-minded worship to Lord ShriKrishna.

At Vijayanagara He was received with warm welcome by the King. He met His mother, maternal uncle and other relatives, and also VyasaTirtha and Madhvendra Yati. For several days He gave a recital on the Bhagavata at the Royal Court before a large gathering. The king and the queen pressed Him to settle down in Vijayanagara but He expressed His desire to

visit places in the North. It was indeed a sad day for them when the Aacharya bade them farewell with His blessings, imparting the following message:

“Be you all good and religious men, - God’s god men, lovers of God, of all men and of fellow-creatures. Speak the truth. Be just to all. Refrain from doing injustice to anyone”. Turning to the king He said, “As a king you have to rule with justice but at the same time tempered with mercy. Treat all persons equally. Have faith in Lord Krishna. He is the embodiment of perfect love. You should surrender to Him in all matters. Be charitable. Never grudge succor to the distressed, the hungry, the weak and the diseased, irrespective of race and religion. Know that service of men and dumb creatures is service to God. That is all I have to give you as a parting message”.

***…..to be continued***



|| ShriGokulesho Jayati ||

## -: The Facts of Pushtimarg – A Questionary:-

**Question :**

It has been seen that as a pushtimargiya Vaishnav why do not we worship Lord Shiv or take prasad of any other temple of any other deities? I have firm faith in Shrinathji but cannot digest the fact that we cannot even bow to other gods especially Shivji who happens to be a param vaishnav. Kindly explain the query.

**Answer :**

Thank you very much for asking question presenting widespread discontent. We see two types of people around:

1. **Bahu / Sarva deva upasak** i.e. who worship more then one deity or all deities.

2. **Eka deva upasak** i.e. who worship only one God.

Corresponding to the above sentiments of devotee scripture has preached two types of devotions:

1. **Bahudevopaasanaa**

2. **Ekadevopasanaa**

Worshiper of many deities believe that "**Badha deva sarakha**" i.e. all Devatas (deities) are equal. Such people could not see or even understand the difference between the Supreme Power ShriKrishna and His incarnations like Brahmaa, Vishnu, Shiva & other innumerable Devatas. They are short sighted. They look for the small gains (worldly gains) . They achieve such gains from the deities they worship. They feel satisfied also. They are happy. As their devotion remains in crude form, they neither can worship any one deity wholeheartedly nor can they contemplate worship as the ultimate life mission. On the other hand, one who practices **Ekadevopasanaa** recognizes his deity as the supreme power. The deity he worships is everything for him. His single-minded devotion does not allow him to deviate anywhere apart from his favorite deity. Being completely satisfied with his favorite deity he does not feel any necessity to worship any other gods and goddesses. He cannot think about any other gods or goddesses. Considering such temperament Bhagavan ShriKrishna Himself has appreciated such Bhaktas in ShriGitaji.

**pitaham-asya jagato mata-dhata-pitamahah,**

**vedyam pavitram-omkara rik-sama-yajur-eva cha**

means :- 'Know me to be the father and the mother, the ordainer and the grandsir of this entire universe. I am the sole purifier, the object of knowledge; the sacred syllable "Aum" as well as the Rig, Sam and Yajur Vedas.'

**Gatir bharta prabhuh sakshi nivasah sharanam suhrt,**

**prabhavah pralayah shtanam nidhanam bijam-avyaym.**

means :- 'I am the origin and the dissolution as well as the substratum for all things, the immutable seed and storehouse. I alone am the goal, the support, the Lord, the witness, the abode, the sole friend and refuge.'

**Ananyas chintayanto mam ye janah paryupasate,**

**tesham nityabhiyuktanam yoga-kshamam vahamyaham**

means :- ‘However for those who think of me alone, making me the sole object of their worship, who are in constant communion with me, I myself will provide for their every need and safeguard their possessions.’

**Ye"pi anya devata-bhakta yajante shraddhayanvita,**

**te"pi mamaiva kaunteya yajantyavidhi-purvakam,**

means :- ‘O Arjun! Even the devotees of other gods who worship them with faith, actually worship Me alone, though not with the right understanding.’

**Aham hi sarva-yajnanam bhokta cha prabhu reva cha**

**na tu mam abhi-janatnti tatvenatis-hchyavanti te**

means :- ‘For verily I alone am the sole enjoyer and Lord of all worship, but since they fail to grasp my essential nature, they return to mortal existence.’

The essence of all above quotations of ShriGitaji is that rather then watering every parts of the tree individually, learned man should water the water in the roots of the tree, by which all its parts get water automatically. Similarly, Gita says, from the viewpoint of commonsense, that *it is more reasonable for the true seeker to devout himself in the worship of ShriKrishna, who is the root cause of everything rather then worshiping innumerable gods and goddesses*.

Now, over to Anyashraya: Anyashraya is not considered sinful in all courses. For example, worshiping more then one deity is not sinful in **Pancha-devopasana** or **Bahudevopasana** prescribed in **Agama-Tantra-Purana**. It is considered so only in the path of **Aikantik Bhakti** (individual devotion), where any single deity is chosen as one"s favorite god and his devotion is chosen as the sole course of the life by the disciple himself as a solemn vow. As in Pushti-bhakti-marg, ShriKrishna is the sole deity and His service and remembrance is considered as the sole course of life of its follower. In his treatise of one of the sixteen sacred books, "Viveka-dhairya-ashraya" ShriVallabhacharya says that:

**Anyasya bhajanam tatra, svato gamanameva ca;**

**Prarthana-karyamatrepi, tatonyatra vivarjayet.**

means:- 1. One should worship no other gods or goddesses but ShriKrishna, 2. One should never go, on one"s own accord, to other gods and goddesses with or without a purpose to have Darshana etc., 3. One should never pray to any other gods or goddesses to grant anything.

This instruction of ShriVallabhacharya regarding the renouncement of resort in any other god should not be taken to express any disrespect to other gods/goddesses. It should be taken to mean strengthening resort in Shri Krishna. Shri Vallabhacharya clearly says that Shivaji, Durga, Ganapati, Surya and other gods/goddesses are devotees of ShriKrishna and they perform their respective duties under the lordship of ShriKrishna. Hence, all of them, being devotees of ShriKrishna, are respectable to us. But one and only one, who is worthy to worship, as far as the Pushti-sect is concerned, is ShriKrishna, the revered God of all gods.

**Question :**

In pushtimarg we are not supposed to have the prasad of any other deities, of which deities should we not have the prasad? can we have the prasad of different kind of forms of ShriVishnu like ShriBalaji, ShriJagannathji, ShriPandurang ShriVitthalnath, ShriRangapattam, ShriBadrinathji, etc.?

**Answer :**

Prasad can be had of ShriBalaji, ShriVitthalanathaji, ShriJagannathji, ShriBadrinathaji, Shri Rangaji etc., which are self emerged (**Svayambhu**) Vishnu deities and ShriVallabhacharya has enumerated in the second chapter of Tatvarthadipa-nibandha. Disciple of Pushti Sampradaya should not have Prasad of the deities other then these. But even here that too keeping in mind that the Prasad, which is the incarnation of Krupa (blessings) of that deity, should not be in turns of Monitary returns.

**Question :**

Why ladies are not allowed to touched or do darshans during periods? Also during death in a family, what is the reason that one cannot perform seva?

**Answer :**

In Shrimad Bhagavat's 6th Canto (skandh), 13th Chapter and 5th verse, we find following orders:

**Stri-bhu-jala-drumaih-eno vishvarupa-vadhodbhavam,**

**Vibhaktam-anugrhnadbhir vratra-hatyam kva marjmyahm**

means :- when Indra was guilty of Brahma-hatya because of the execution of Vruttasur, Woman (Stri), Earth (Bhu), Water (Jala) and Tree (Drum) shared his guilt. Among these Indra's guilt was placed in the Raj (menstrual discharge) of woman. This is the reason why Hindu woman observe 3-day seclusion in her course.

One should browse the above quote from Shrimad Bhagavat, so that the doubt which remains in mind gets clear.

Similarly, our scriptures believe, some kind of impurity we catch at the time of death and birth i.e. end or establishment of any close relation, in ones own or closer family.

*<< questionary source : www.pushtimarg.net faq section. >>*

*collection:- das gopal, jai jai shrigokulesh parivaar, baroda.*

**** ShriGokulnathki Jai ****

વર્ષ ૩ અંક ૭ કાર્તિક સુદ ૧૧, ૨૦૬૬

# મહોત્સવકૌ પદ

## રાગ સારંગ

પ્રકટ ભયૈ ધામ શ્રીવિઠ્ઠલાધીશકૈ મહા રસ સુખદ શ્રીગોકુલાધીશ ।।
શુક્લ અગહન સપ્તમી વારાદિ મહા શુભ જાનિ દુઃખહરન જગદીશ ।। ૧ ।।
બજત બાજૈ સકલ સુરન સહ બહુ ભાંત દેવ દુંદુભી બજત હરખતમન ઈશ ।।
કરત તહાં નૃત્ય તાંડવ ભાંતિ ભેદસૌ સ્તુતિ કરત આયૈ વિધિ નારદ મુનિશ ।। ૨ ।।
કુસુમ વૃષ્ટિ કરત પઢત જયજય નમત સબહી દેવ ધરિણી ધરણીધર શીશ ।
મહામહિમા અતુલ શેષ નહિ પાવહી પાર યાકો કહા તુચ્છ કવિ ઈશ ।। ૩ ।।
મહા યશ પ્રકટ કીનૌ સકલ ધરણિપૈ કીયૈ દઢ ભક્તિ પથ ખંડ દંડીશ ।।
અતુલ મહિમા કહા તુચ્છ મુખ કહિ શકૈ રસિકકૌ તુવ શરણ મન ઈશ ।। ૪ ।।



શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીપ્રબોધિની એકાદશી વ્રત